# અનુક્રમણિકા

# શુદ્ધિપત્ર

| પાનું | અશુદ્ધ | શુદ્ધ. |
|---|---|---|
| ૧ | છાબ | છબિ |
| ૧ | ઘરમુખ | ઘરગથ્થુ |
| ૯ | — | સ્નેહે મ્હાલતી જો. |
| ૧૩ | છયકાય | છલકાય |
| ૧૮ | કૃતિનતા | કૃતિમતા |
| ૨૦ | મેઘ ઘનઘોર | મેઘ ચઢ્યા ઘનઘોર |
| ૨૨ | પથમા | પંથમા |
| ૨૫ | યોવન | યૌવન |
| ૩૩ | સજીવન | સંજીવન |
| ૩૪ | ફરા યા | ફરાવ્યા |
| ૩૫ | ફૂડાંલની | ફૂલડાંની |
| ૩૭ | ભાનું | ભાનુ |
| ૩૯ | આગણુ | આગણે |
| ૪૨ | સા | સૌ |
| ૪૮ | ઝાંખતા | ઝમકતાં |
| ૪૮ | મૂઠી | મૂઠ્ઠી |
| ૫૪ | મણીલાલ | મણિલાલ |
| ૫૮ | વ્હાલમનુ | વ્હાલમનું |
| ૫૮ | ઉજવળા | ઉજ્જવળા |
| ૫૯ | સાહેલડ | સાહેલડી |
| ૫૯ | કરી | ફેરી |
| ૬૨ | મૌક્તક | મૌક્તિક |
| ૬૪ | પૂરા | પૂરો. |
| ૬૫ | નવરત્રિ | નવરાત્રિ |
| ૬૫ | વ્રથા | વૃથા |
| ૬૭ | ફરક | ફરકે |
| ૬૭ | ઝબક | ઝબુકે |
| ૬૮ | સમીપંન | સમીપે ન |
| ૭૦ | આણાં. | આણા, |
| ૭૨ | સુજ્ઞન | સુજાત |
| ૭૫ | સીતારામ | સીતાસમ |
| ૭૮ | ફુલડાં કટોરી | ફુલડાં કટોરી |
| ૭૯ | ઘરસૂત્ર | ઘરસૂત્ર |
| ૭૯ | સ્હાગી | સુહાગી |
| ૭૯ | મગલસૂત્ર. | મંગલસૂત્ર: |
| ૮૧ | વરતા ! | વરતાં. |
| ૮૧ | કનૈયુબ્હેન | કનુબ્હેન |
| ૮૪ | ઓઝ | ઓઝા |
| ૮૫ | પડતા | પડતા |
| ૮૫ | યાં | ત્યાં |
| ૮૫ | કાડડતે | કઠડલે |
| ૮૭ | ઘેલી | ઘેલી |
| ૮૮ | ભાગશો | ભાંગશો |
| ૮૯ | લખતી | લખની |
| ૯૦ | દ્વિવેટિયા | દ્વિવેટીયા |
| ૯૨ | ભાવ | પાવ |
| ૯૨ | સમજાય | સ્હમજાવ |
| ૯૩ | રમણીકલાલ | રમણીક |
| ૯૪ | મરકલટાં | મરકલડાં |
| ૯૮ | જયંતિદેવા | જયંતિદેવી |
| ૧૦૪ | સાંખી. | સાખી : |
| ૧૦૪ | લાવે’ | લાવે |
| ૧૦૭ | સાને | સૌને |
| ૧૧૨ | હ | હસે |
| ૧૧૯ | વ્હાલાને મશે | વ્હાલાં મને |
| ૧૨૦ | યાચે | યાચે |
| ૧૨૪ | સા | સૌ |
| ૧૨૬ | બાલો | બાળો |

| પાનું | અશુદ્ધ | શુદ્ધ. |
|---|---|---|
| ૧૨૮ | સાથે | સાથે |
| ૧૩૭ | દિલમા ટક | ટેક |
| ૧૩૭ | ફિકલન | ફિકલન |
| ૧૩૮ | આગ્ય ભર્યા | આગ ભર્યા |
| ૧૪૦ | બંશી | બંસી |
| ૧૪૧ | પિયુશ | પિયુષ |
| ૧૪૩ | સુંગામ. | સુંગાના |
| ૧૪૩ | શુશ્રપા | સુશ્રપા |

| પાનું | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|
| ૧૪૮ | હૃદયદ્ધાર | હૃદયદ્વાર |
| ૧૫૦ | ગહેના | ગહેની |
| ૧૫૨ | મધરાત ઢલી | મધરાતઢલી |
| ૧૫૫ | ત્રાભુવન | ત્રિભુવન |
| ૧૫૬ | પરઠાય | પરઠાય |
| ૧૫૯ | અનિલિના | અનિલની |
| ૧૬૦ | કંથ | કંથ |

# ઉપોદ્ઘાત

રાસ-સંગ્રહ નામના પોતાનો અર્થ તત્કાળ દર્શાવતા નાના પુસ્તકનો ઉપોદ્ઘાત લખતાં મને ઘણો આનંદ થાય છે. સંગીત એ મનુષ્ય જીવનમાં દૈવી સાક્ષાત્કાર કરાવનાર અતુલ કલા છે; તે કલાને રસવૃત્તિથી પોષનાર સ્ત્રીઓ ખાસ કરીને હોવી જોઇએ. ગુજરાતના સ્ત્રી જીવનમાં એ રસવૃત્તિ સુકાઇ જવાની અણી પર હતી. સુભાગ્યે નવા જમાનાનાં અનેકવિધ બળોથી એ વૃત્તિનું પુનરુજ્જીવન થયું છે અને ભવિષ્યમાં સંગીત કળા પૂર્ણપણે ખીલવાના શુભ ચિહ્નો દેખાય છે.

રાસ-ગરબા એ સ્ત્રીઓનીજ ગીરાસ છે. એ સંગીતમાં રહેલું ઉત્સાહનું તત્ત્વ, સંગીતના શબ્દોના ભાવમાં, ઓતપ્રોત થઇ તે કલાનું બાહ્ય પ્રદર્શન એ ગાનારાંજ સમજી શકે તેમ છે. તેનો આનંદ અપૂર્વ છે અને તે આનંદના સમભાગી શ્રોતાજનો પણ બને છે. સંગીતની શાસ્ત્રીય દૃષ્ટિથી એમા ઘણી ઉણપો નજરે પડે છે પણ જેમ ગરબાનો પ્રચાર વધશે તેમ એ ખામીઓ દૂર થઇ શકશે.

આજથી લગભગ ત્રીસ વર્ષ ઉપર ચાલુ ગરબામાં ફેરફાર કરી નવા ગરબા શિક્ષણપૂર્વક, આમંત્રેલા મંડળો સમક્ષ પદ્ધતિપુરઃસર ગવડાવવાનું શરૂ થયું. નવરાત્રિમાં, રન્નાદે ઘેર તેડ્યા હોય ત્યારે અને એવા વિવિધ પ્રસંગે ગરબા તો આપણા પ્રાંતમાં પ્રચલિત હતા. તેમાં વિશેષ કરીને માતાની સ્તુતિના ગરબા અને કેટલીકવાર કૃષ્ણ ગોપીઓનાં પ્રેમ વર્ણનના ગરબા ગવડાવવામાં આવતા. નવા જમાનાને અનુસરતું સાહિત્ય જુજ હતું, સંસ્કારી શ્રોતાજનો સમક્ષ છૂટથી ગવાય એવા ગીતો શોધી કાઢવાની મુશ્કેલીઓ હતી. નવીન ગરબા ગવડાવનારની એ શોધી કાઢી ગવડાવવામાં અનેક પુસ્તકો ઉથલાવવા

પડતાં. તેવા પ્રસંગોએ ગવડાવેલાં ગીતો છપાવવાની શરૂઆત થઇ એટલે એવાં ગવડાએલાં ગીતોમાંથી ચુંટણી કરી સંગ્રહો છપાવવાનો આરંભ થયો–સુન્દરી સુબોધના તંત્રીએ 'ગીતમાળા' પ્રકટ કરી તે પછી ઘણા એવા સંગ્રહો બહાર પડ્યા. કન્યાઓને શાળામાં ચલાવવા માટે ગરબી સંગ્રહ સ્વ. નવલરામભાઇએ લખેલો (બાલ ગરબાવલી) અને તે પછી ફીમેલ ટ્રેનીંગ કોલેજના હેડમાસ્તર સ્વ. બાપાલાલ ભાઇશંકર ભટ્ટે સુબોધ ગરબાવળી છપાવી હતી. આ બંને સંગ્રહો સુન્દરી સુબોધના સંગ્રહની પહેલાંના છે, પરંતુ ગરબે ગવાતાં ગીતોમા તેનો ભાગ્યેજ ઉપયોગ થતો. જે કન્યા શાળાઓમાં બાળગરબાવળી ચાલતી ત્યાં પણ માત્ર મુખપાઠ તરીકે તે ચાલતી અને ફરતાં ગરબે તે ગાવાની રૂઢિ નહોતી. ગરબા મૃતઃ પ્રાય જેવા થઇ જવા લાગ્યા હતા. નવરાત્રિ વગેરે પ્રસંગોએ ગરબા ભાવિક જનો પોતાને ત્યાં કરે અને શેરીના લોકો સાંભળવા આવે પરંતુ એ પ્રસંગોના દુર્જનો એવો ગેર ઉપયોગ કરવા લાગ્યા કે શિષ્ટ કુટુંબોને ગાવાગવડાવા જવું એ વિકટ થઇ પડ્યું અને લ્હેરી ભામટાઓને ગરબા સાંભળવા જવા એ એક તેમની હલકી રસવૃત્તિને ઉત્તેજનાર સાધન ગણાવા લાગ્યું.

જ્યારથી સુવ્યવસ્થિત ગરબાની શરૂઆત થઇ ત્યારથી આ સર્વ જતું રહ્યું છે. ગરબા ગાવા ગવડાવામાં કોઇને ભીતિ કે નહાનમ નથી જણાતી અને સાંભળનારા નિર્દોષ આનંદની લ્હાણ લેવા આવે છે એવું સામાન્ય રીતે થઈ ગયું છે. કન્યાઓ અને યુવતીઓમાં ગરબા ગાવાની હોંસ વધતી જાય છે અને તેમાં વિવિધતાના અંશો દાખલ થતા જાય છે. લોટા, દાંડીઆ, મંજીરા, વગેરેના સાધનોની સામગ્રી વનિતાવિશ્રામ અને અન્ય શિક્ષણ સંસ્થાઓમાંથી શરૂ થઇ છે અને તે રૂચિકર થઇ પડવાથી બીજાં એ તે ગ્રહણ કરી છે.

આવા એક અતિ મહત્ત્વના સંગીતના વિભાગને માટે કાવ્ય સંગ્રહ પ્રકટ કરવો એ સંગીત સાહિત્ય તેમજ સ્ત્રીવર્ગની ઉપયોગી સેવા કરી ગણાય. પ્રસંગે છપાયેલી નાની ચોપડીઓ જતી રહે છે અને તેમને કાયમના સ્વરૂપની જરૂર છે. કેટલાક આવા સંગ્રહો બહાર પડેલા છે. તેમનાં દ્રષ્ટિબિન્દુ જુદા છે. રાષ્ટ્રીય ગીત સંગ્રહ દેશભક્તિમાં ગીત સંગ્રહ અમુક ગ્રન્થકારોના પોતાનાં ગીતોનો સંગ્રહ-એવા સંગ્રહોનો પોત પોતાનો ઉદ્દેશ હોય છે. ગરબા ગાવા ગવડાવનાર માટે તેવા સર્વ સંગ્રહ હોમાથી દોહન કરીને તથા પાછલાં વર્ષમાં લોકપ્રિય થઇ પડેલા ગવાએલા ગરબાઓ એકઠા કરીને આવો રાસ સંગ્રહ બહાર પાડવામાં સમયોચિત સાહિત્ય સેવા કરવામા આવી છે.

આ પહેલો ભાગ છે અને તે પછી બીજા ભાગની અંદર જે કોઇ બાઇ બહેનો પાસે આમાં પ્રસિદ્ધ થએલા સંગ્રહને બરના બીજા રાસ-ગરબા હોય તેઓ જરૂર પ્રસિદ્ધ થવા મોકલશે.

આ સંગ્રહની બે ઓછા મહત્ત્વની ખામીઓ દર્શાવી આ ઉપોદ્ઘાત સમાપ્ત કરીશ. ૧. રાસને નંબર અર્થાત્ સંખ્યા આપી નથી. શોધવા તથા અન્યને દેખાડવા માટે એ વધારે અનુકૂળ થઇ પડે. ૨. કેટલાંક ગીતો છાપેલા સંગ્રહમાંથી લીધેલા છે. ને ગીતો અસલ ગીત-માંથી ગાનારાં એ પોતાનો અનુકૂળતા અને પરિસ્થિતિને અનુસાર કડીએ છોડી દીધેલી છે. સંગ્રાહકે તે અસલ ગીત જોઇને આ સંગ્રહમાં મૂક્યાં હોત તો તે કાવ્યો પૂર્ણ સ્વરૂપે નોંધાત. ગાવાનો વખત થોડો હોય, કોઇને કોઇ કડી બહુ પસંદ ન હોય તો તે ઘડી તે કડીઓ મુકી દેવાની છૂટ લીધી હોય તે ચાલી શકે પરંતુ આવા

કાયમના સંગ્રહમા તેવું ન થવું જોઇએ. અસલ કડીઓ કાઢનારે કાઢી નાખ્યાના કાંઇ નિશાન ન કર્યાં હોય તે તેમની ભૂલ કહેવાય પરંતુ જે પુસ્તક પ્રકટ કરે તે તેણે ચોતરફની ચોકસાઇ રાખવીજ જોઇએ. આ માત્ર નજીવી ભૂલો છે અને બીજા ભાગમા તેવું નહી થવા પામે એમ આશા છે.

ભદ્ર
તા, ૨૬-૧૨-૨૮ } સૌ વિદ્યા રમણભાઇ નીલકંઠ

## સંગ્રાહકના બે શબ્દ

સેવાભાવથી સંગ્રહ કરનારને નિવેદન લખવાની હું અગત્ય જોતો નથી. પરન્તુ જે જે લેખક તથા લેખિકાના રાસ આ રાસસંગ્રહમાં લેવામાં આવ્યા છે, તે સર્વનો હું ઉપકાર માનું છું, અને **દ્વિતીય સંગ્રહ માટે નવા રાસ મોકલવા માટે હું વિનતિ કરૂં છું.**

અ સૌ. વિદ્યાબ્હેને ઉપોદ્ઘાત લખી આપ્યો છે, તે માટે પણ હું તેમનો આ સ્થળે આભાર માનું છું. રાસસંગ્રહમાં કાવ્યની સંખ્યા અપાઇ નથી, તેનું એક કારણ એ હતું કે, હું જે જે લેખકોના જે જે સ્થળે રાસ મૂકવા ચ્હાતો હતો તે નિયમિત રીતે ન મળી શકવાથી કાવ્યની સંખ્યા આપી શકાઇ નથી. પરન્તુ હું દ્વિતીયા વૃત્તિમાં તે સુધારી લેઇશ. તેવીજ રીતે સૌ. વિદ્યાબ્હેને બતાવેલ મારી બીજી ખામી પણ તેજ વખતે સુધારીશ.

છેવટ સાહિત્યરસિકો, સમાલોચકો તથા વિવેચક બન્ધુઓ મારા આ પ્રથમ પ્રયાસમા જે જે ખામીઓ–ભૂલો રહેલ હશે તે બતાવશે તો હું તેમનો અત્યંત આભાર માનીશ.

ભાઇ **યશવંત** સવાઇલાલ **પંડ્યાએ** તેમજ વિવેકાનંદ મુદ્રણાલયના માલિક મારા મિત્ર ભાઇ **નટવરલાલ શંકરલાલ મ્હેતાએ** મારા આ કાર્યમાં જે મદદ આપી છે તે માટે હું તેમનો પણ આ સ્થળે આભાર માનું છું. ઇત્યોમ્

ખાડીયા, ધોળેશ્વર મહાદેવ
પાછળ, ઘર નંબર: ૩૬૫૦
**અમદાવાદ:**
તા: ૨૭: ૧૨: ૨૪

**ચંદુલાલ પુરુષોત્તમ મ્હેતા**

## આમંત્રણ.

આવો આવોને સખિઓ ! આજ રસતાળી પાડી,
કાંઇ ગજવો આપણી બ્હેન ! આ ગુર્જરી વાડી.

હરિણી શી ચંચળ વાન, નાજુક ને નમણી,
ફૂલની કળી સમ સુકુમાર સૂરતની રમણી !

છાબ છટા ભરી, સોહાગ તપે મુખ મુગ્ધઉરા,
શુભ વડોદરાની વેલ સરિખી આ ચતુરા !

રૂડી ઠરેલ બુદ્ધિવિશાલ સ્હમજુ ને શાણી,
મુજ અમદાવાદની બ્હેન ! ઘરમુખ આ ગૃહિણી !

નિજ ઉરના વિવિધ વિલાસરંગે રંગેલી,
મુંબઈની મોહનરૂપ સખિ ! આ અલબેલી !

અમૃત શા મીઠા બોલ, પણ જ્ઞાને અધૂરી;
આ કોકિલકંઠી નાર હાલારની મધુરી !

છો સુંદર રસિક ઉદાર, સહુ ભગિની આવો,
ગુર્જર જનનીની જેહ કુંવરીઓ કહાવો.

જ્યહાં સિંહણ નિજ સન્તાન ધવરાવે જાળે,
જ્યહાં સાગર ઉછળે નીર મોતીની પાળે;

જ્યહાં પ્રેમભક્તિનાં ગાન ભક્તજને ગાયાં,
જ્યહાં સ્થળસ્થળમાં ઇતિહાસ શૂરના સોહાયા;

એ અદ્દ્ભુત દેશની બાળ, સ્મરીને વીર સતી,
સૌરાષ્ટ્ર તણી સન્નાર ! પધારો ભાવવતી.

તેજસ્વી, મંદ્દકોક્રાન્ત, જગની લક્ષ્મી જશી,
આવોને કચ્છની કોડ ભરેલી યુવતિ ! હશી.

આવો આવોને સહિયર ! આજ રસટહુકે ગુંજે,
કાંઈ ગજવો ગમતે ગીત નિજ ગુર્જરી કુંજે.

ન્હાનાલાલ દલપતરામ કવિ.

## રાસ.

કાન્તાઃ સખી ! રમીએ લો રાસ રંગમાં,
હો મારી સાહેલી રે ! મારી સાહેલી રે !
રમીએ, રમીએ લો રાસ રંગમાં !

રંગમાં ને અંગના ઉમંગમાં રે !
સખી ! રમીએ, રમીએ લો રાસ રંગમાં !

ભરી ભરતી હૈયાની ગહન ગંગમાં હો !
સખી ! રમીએ, રમીએ લો રાસ રંગમાં !

સહુ સાથે, હો ! સહુ સાથે,
પદ પાડી ફરો ફુદડી !

ઉભય હાથે, હો ઉભય હાથે,
દઈ તાળી સરો, સુંદરી !

તરો સ્વર્ગ નવલ ભર્ગ ભરી નેત્રમાં !
હરો નિસ્સાર સંસારનો ભાર આ વાર
આ દ્વાર ક્ષેત્રમાં !

૧ લી સખીઃ લસે ઉલ્લાસપૂર, હસે હૈયામાં નૂર;
વસે દેવોના દૂર, સખી સંગમાં !

૨ જી સખીઃ સખી ! શું તારૂં રૂપ
રચ્યું તાતે અનૂપ
જીવન જંગમાં !

૧ લી સખીઃ અહો ! શોભે શો આજ સુંદરીનો સમાજ,
બને અંતરનો પાજ, સરે સ્વર્ગે અવાજ;
સખી કાન્તા શિરતાજ સમી દીપન્તી !

કાન્તા : ફરંતાં, સરંતાં, તરંગે તરંતાં,
કલાઓ કરંતાં, સુભગો ભરંતાં !
ભરી ભરતી હૈયાની ગહન ગંગમાં !
હો સખી ! રમીએ રમીએ લો રાસ રંગમાં !

મણિશંકર રત્નજી ભટ્ટ.

# દિવ્ય સુન્દરીઓ.

" વ્યોમમંડળેથી અમો ઊતર્યાં રે લોલ,
વ્યોમમાં હમારું નિત્ય ધામ;
વ્યોમવાસિની રે લોલ !

આવો મધુરગાન ગરબે ગાઇયે રે લોલ.
શ્રાન્ત થયાં વ્યોમમાર્ગમાં ભમી રે લોલ,
આજ લ્યો ક્ષણભર અહિં વિશ્રામ,
વ્યોમવાસિની રે લોલ ! આવો૦

આજ મળ્યાં આપણે આનંદમાં રે લોલ
એ છ નદીનાવસંજોગ; વ્યોમ૦ આવો૦

જાશું પાછાં ભિન્ન ભિન્ન પંથમાં રે લોલ
એક પળ દિયો ન જવા ફોક; વ્યોમ૦ આવો૦

ગાન ગાતાં વ્યોમચક્ર વિચરિયે રે લોલ
તે સુણે શું પામર જન મર્ત્ય ? વ્યોમ૦ આવો૦

ગાઇયે ઉપમર્ત્યભૂમિમાં અહિં
આજ, તે સુણે કો મનુજ ધન્ય. વ્યોમ૦ આવો૦"

નરસિંહરાવ ભોળાનાથ દિવેટીયા.

## વ્હાલાને આમંત્રણ.

વ્હાલાં પધારો મારે મંદિરેરે લોલ,
મંદિરે પવિત્ર વસે પ્રેમ જો. વ્હાલાં૦

રજની વધાવે રૂડા ચંદ્રનેરે લોલ,
વ્હાલાંને વધાવું હુંય તેમ જો. વ્હાલાં૦

મંદિરે વગાડો સ્નેહ ઘંટડીરે લોલ,
ઘંટડીની તાને રાખું ધ્યાન જો. વ્હાલાં૦

ચાલો પૂજીએ પ્રેમદેવનેરે લોલ,
એક બની ગાશું ઉરે ગાન જો. વ્હાલાં૦

મંદિરે ચઢાવો અગર ફુલડાંરે લોલ
ઉરમાં ભરીશ હું સુવાસ જો. વ્હાલાં૦

આવો ભૂલીને જગ વાતડીરે લોલ,
હસીએ તે સ્નેહતણું હાસ્ય જો. વ્હાલાં૦

અરદેશર ફરામજી ખબરદાર.





# સાધનોર્મિ.

પ્રેમનો પ્યાલો પીજીએજી.
કોણ પીતાં ધરાયું–સખિ; પ્રેમનો૦ —૧

આધિ વ્યાધિને સળગી રહી ઉપાધિઓ,
નેહને નીરે બુઝાવીએજી–કોણ૦– સખિ૦–૨

પીવું પીવું ને પડી ઉઠીને પીવું,
પીતાં પરમપદ પામીએજી–કોણ૦— સખિ–૩

જન્મી જીવીને સુખ શામાં નીકાળો ?
નેહ વિના દેહ શીદ સીજીએજી–કોણ૦– સખિ–૪

મારુંને તારું તજી પ્રેમનું જ ગાવું,
તાને ચઢી રસ ઝીલીએજી–કોણ૦— સખિ–૫

નીમ ત્યાં ભેદ ને ભેદ ત્યાં ભમાયા,
પ્રેમને નશે ભેદ ટાળીએજી–કોણ૦— સખિ–૬

ક્યાંથી પીવું ? ને શાથી પીવું ? શું પીવું ?
પીધું સદાય આ પ્રાણીએજી–કોણ૦— સખિ–૭

પોતે પીનાર અને પાનાર પોતે,
પોતે પીવાનું થઈ ડુબીએજી–કોણ૦— સખિ–૮

મણિલાલ નભુભાઇ દ્વિવેદી.

## સ્નેહગીત.

ધરતી ફરતી પુષ્પ ધરંતી ધીમે ચાલતી જો,
સ્નેહે મ્હાલતી જો;
હું એ ફૂલનાં ગુંથી હાર પિયુ ઉર ધાલતી જો,
સ્નેહે મ્હાલતી જો.

કેમ ખીલે ફૂલ ? કેમ ઝીલે રસ ?
જાણું ના એ શાથી રસબસ,
જાણું છું પણ એ સા આપણ કાજ છે જો,
સ્નેહી તાજ છે જો;
ધરતી ફરતી પુષ્પ ધરંતી ધીમે ચાલતી જો;
સ્નેહે મ્હાલતી જો.

અંધારી રજની પડદાળી;
પણ તારકથી ઝગમગનારી;
આત્મા જાણે એ ઇતિહાસ બધો જો,
સ્નેહે કથ્યો કવ્યો જો;
ધરતી ફરતી પુષ્પ ધરંતી ધીમે ચાલતી જો,
સ્નેહે મ્હાલતી જો.

એક સદા મધુરો રસરવામી;
છૂપ્યો છો તે અંતરજામીઃ
અંતરમાં છૂપ્યો તે છૂપ્યો કાં ગણું જો,
સ્નેહે ના ગણું જો;

ધરતી ફરતી પુષ્પ ધરંતી ધીમે ચાલતી જો,
સ્નેહે મ્હાલતી જો.

સ્નેહ વહે રસ સ્નેહ ઝીલે તે;
મેઘ સિન્ધુમાં જેમ ઢળે છે;
એ છૂપ્યો પણ જાણું એના સ્નેહને જો,
સ્નેહે સ્નેહને જો;
ધરતી ફરતી પુષ્પ ધરંતી ધીમે ચાલતી જો,
સ્નેહે મ્હાલતી જો.

જીવનના જીવનનો જીવન;
સ્નેહફૂલે ચૂમે એ વનવન:
એ ચુંબનથી જીવી ચુંબન જાણતી જો,
સ્નેહે મ્હાલતી જો;
ધરતી ફરતી પુષ્પ ધરંતી ધીમે ચાલતી જો;
સ્નેહે મ્હાલતી જો.

સ્વર્ગ મ્હેલ એ સ્વામીનો ક્યાં છે ?
ધરતી ના, હું ના જાણું એ;
પણ ધરતીને હું એ સુખને જાણતાં જો,
સ્નેહે મ્હાલતાં જો;
ધરતી ફરતી પુષ્પ ધરંતી ધીમે ચાલતી જો.

કલાપી

## યુગ મુબારક !

શકુનનું સબરસ લ્યો, હાંરે કોઈ સબરસ લ્યો ! ધ્રુવ.

મંગલ દિન મંગલ ઘડી મંગલ અરુણ સોહાય,
મંગલ કુદરતથી વહી મંગલોર્મિ છલકાય;
એથી મુજ અપેપાત્ર ઉભરાય. શકુનનું૦

' દિન પલટયો પલટી ઘડી પલટી હત્થ કમાન; '
કલિ—રજની—સંધ્યા તણા વિષાદનું એ ગાન,
પરન્તુ આ તો ઉગતો ભાણ. શકુનનું૦

કલિ—જડતા વિષ ઉતરે, સ્ફુરે પ્રાણ શબ માંય,
રજની ત્રણ વીતી ગઈ, રક્ત સજીવન થાય;
ફરીથી આપે પૌરુષ કાય. શકુનનું૦

તિમિર તણાં પડ ઊપડે, ફોરે અનિલ ઉમંગ,
ગગન દીસે વિકસે ધ્વજો આશા ઝળકિત અંગ;
ભાવિના પૂરી વિધ વિધ રંગ. શકુનનું૦

જલ તૃણ તરુ ખગ વાદળો અનિલઘુમટ અવકાશ,
પાય પીએ સવિતા તણા રસ જીવન પ્રકાશ;
માનવી ઉઠે ધરી ઉલ્લાસ. શકુનનું૦

દિન પલટયો પલટી ઘડી પલટી હત્થ કમાન,
ઘડપણ જઈ જોબન અહુડે રગે રગે મસ્તાન;
ઝડપતું જોબન કાર્ય મહાન. શકુનનું૦

જોબનભરી નરજાતિઓ ઉન્નતિપથ ઉત્ક્રાન્ત,
બુદ્ધિ હૃદય ચારિત્ર્યના વિજયફેન ફરકન્ત;
ધુઘવતી હર્ષગભીર મહન્ત. શકુનનું૦

અસલ કુલવત આપણું એ જોબન, એ પન્થ,
રાજયોગ એ, આર્યહોત્ર એ, ફરી કરો જીવન્ત;
નવો મંગળ યુગ વર્તાવન્ત. શકુનનું૦

બલવંતરાય કલ્યાણરાય ઠાકોર

# મોસાળ

મહિયરથી મોંઘાં રે મહિયર માતનાં,
મોંઘાં એના ભાવ તણા ભણકાર જો;
મન હરતી શી મહેમાની મામી તણી !
શીળા શા એ અંતરના સત્કાર જો !
મહિયરથી મોંઘાં રે મહિયર માતનાં. (ટેક.)

મનડાના મહેરામણ મામા મીઠડા,
પળ—પળ વદતા વ્હાલ ભરેલાં વેણ જો;
ઓછાં—ઓછાં અંતર કૈં કૈં આપતાં,
નિરખી નાચે આતુર સરખાં નેણ જો. મહિયરથી૦

ભાવજળે ભિંજાતાં પદ ભાણેજનાં,
સુરબાળક શી દિવ્ય દશા દેખાય જો;
પ્રેમ તણા પડછન્દા ઘર—ઘરમાં પડે,
રસનાં લ્હાણાં ઉર—ઉરનાં લેવાય જો. મહિયરથી૦

જનનીની જનની રે સુખની સીમડી,
જુની આંખે હિંચે નવલાં હેત જો;
હસતાં એ પંપાળે હળવા હાથથી,
સૂકાં ઉર પણ સહજે થાય સચેત જો. મહિયરથી૦

દીલડાના આદર તો જગમાં દોહ્યલા,
એ સુખડાના જ્યાં છયકાય સુકાળ જો;
વિખસાગરમાં અમૃતની કૈં વીરડી,
અમર રહો એ મધ ઝરતું મોસાળ જો.
મહિયરથી મોંઘાં રે મહિયર માતનાં.

દામોદર ખુશાલદાસ બોટાદકર

## સ્વાર્થી જગત્.

જગત્ જણાએ રે ભૂખડી,
સહુને સ્વારથનો છે નેહ,
કહેવા માત્ર બધાં વ્હાલાં સગાં,
સરવે દેવાનાં છે છેહ. જગત્ ટેક.

કોઈ " બાપા " ને " બેટા " થાય છે,
કોઈ તો " કાકા " " મામા " થાય,
"ભ્રાતા" "ભગિની" "નારી" બને,
સહુને પૈશાની છે લ્હાય. જગત્. ૧

કોઇ કોઇ મિત્ર બની સાથે ફરે,
કોઇ આશ્રિતનો રાખે ડોળ,
વળી કોઇ ભારે હિતકારી બને,
સમયે કોઇ ન ધોળે ધોળ. જગત્. ૨

જગમાં સાચો સાથી ના મળે,
જ્યારે આવે આપતકાળ,
ચિંતા દેખાડે છે બહુ,
કોને પેટ વિશે નહિ ફાળ. જગત્. ૩

એક દિન મરવા ટાણું આવશે,
સહુ તવ કહે સંભારો " રામ "

જમસમ ઘરમાં સરવે મ્હાલશે,
જ્યાં ત્યાં ખેંચી લેવા દામ. જગત્. ૪

તગ તગ આંખતણા ડોળા થશે,
જ્યારે શ્વાસોચ્છ્વાસ રૂંધાય,
દુષ્કૃતિ સામી આવી પીડશે,
તેમાં બીજાનું શું જાય ? જગત્. ૫

ટીપે ટીપે પાણી ટવશે,
કંઠે પડશે તોપણ સોસ,
ત્યારે મુંકશે આશા સર્વકો,
દેશે રોગ વિધિને દોષ. જગત્. ૬

મરતા વિણ ચલવા કારણે,
કરશે છાતી ઉપર વાત,
વીંટી વાલતણી કહાડી લઇ,
કરશે ખોડી રોડી જાત. જગત્. ૭

દશ દિન રડવાના વિવેકથી,
પરવારીને ભૂલે લોક,
મૃતની વાર્ત્તા હસતો કહાડશે,
પડશે વિસ્મૃતિમાં સહુ શોક. જગત્. ૮

દોલતરામ કૃપારામ પંડ્યા

# ફુલની પાંખડી

ફુલની પાંખડી લ્યો પ્રાણ !
ઉરની એ અધુરી લ્હાણ;
　　અમીમય આંખને અહેશાન :
　　ફુલની પાંખડી લ્યો, પ્રાણ !

સ્વજન સ્નેહનાં ઝરણાં રેલે,
દિલદરિયાવ અહો ! એ ઝીલે !
　　પ્રાણપાંદડી ખીલી રહે,
　　　　ત્યાં બીજાં શાં સન્માન ?
　　　　ફુલની પાંખડી લ્યો, પ્રાણ !

છલકાતા રસભાવ તરંગે,
પ્રકાશપરિમલ ઉછળે અંગે;
　　પ્રફુલ્લ આત્મકમળ ઉઘડે,
　　　　ત્યાં બીજાં શાનાં દાન !
　　　　ફુલની પાંખડી લ્યો, પ્રાણ !

અનંત દલપર વ્હાલાં મ્હાલે,
અમર વેલ સુરતરુ સમ ઝુલે;
　　પ્રીતિલક્ષ્મી પ્રભુમય પ્રકટે,
　　　　ત્યાં પ્રભુતાનાં રસપાન !
　　　　ફુલની પાંખડી લ્યો પ્રાણ !

દૃષ્ટિયોગમાં મધુરૂં હસતાં,
વ્હાલઉમળકે અધૂરૂં વિલસતાં,
રસિયાં જન કલ્લોલ કરે,
ત્યાં અધીનતાનાં તાન :
ફુલની પાંખડી લ્યો પ્રાણ !

પ્રાણ સમાં પ્રિયજનને પરિચય,
રૂમઝુમતું અમ જીવન રસમય;
એમાંની આ એક જ—
ફુલની પાંખડી લ્યો, પ્રાણ !
ઉરની એ અધૂરી લ્હાણ;
અમીમય આંખને અહેશાન:
ફુલની પાંખડી લ્યો, પ્રાણ !

લલિત

# યુગરેખા

મ્હેકે ભારતનો બાગ ( ૨ )
ફૂલડાં ફોરે નવયુગનાં;
ઉડે પ્રેમનો પરાગ ( ૨ )
ફૂલડાં ફોરે નવયુગનાં;
નવજીવન પ્રભાતના વિશુદ્ધ વાયુ વાય છે;
જનનિનો જળહળે સોહાગ,
ફૂલડાં ફોરે નવયુગનાં—મ્હેકે.

સત્યને સહકાર દિવ્ય ચેતના મધુ હસે;
ટહુકે હૃદય કોકિલાના રાગ,
ફૂલડાં ફોરે નવયુગનાં—મ્હેકે.

સ્વાર્પણની દેવ સરિત, વૃક્ષ વૃક્ષ વહી રહી;
શીખવતી નગાવોને ત્યાગ,
ફૂલડાં ફોરે નવયુગનાં—મ્હેકે.

ઐક્યમૂળ વૃક્ષ વિમળ, શિતળ છાંય ઢાળતા;
ઉતારે હૈયાનો થાક;—
ફૂલડાં ફોરે નવયુગનાં—મ્હેકે.

કૃત્રિનતા તણી ઉતારી કાંચળી કુદરત લીલા,
છોડે પિનાકીના પિનાક,
ફૂલડાં ફોરે નવયુગનાં—મ્હેકે.

ઋતુ ઋતુના રાજની વિરાજે મુકુટમંજરી;
મ્હાલે જગ મધુકર મહાભાગ,
ફુલડાં ફોરે નવયુગનાં—બ્હેકે.

ફૂલફૂલ કવિ બુલબુલ, સુણાવે આત્મ બોલડા;
શો થશે સ્વરાજ ફલવિપાક,
ફુલડાં ફોરે નવયુગનાં—બ્હેકે.

પ્રણવનાદપૂર્ણ વાળી મોહનની મોરલી,
ડોલાવે દિશ દિશના નાગ;
ફુલડાં ફોરે નવયુગનાં—બ્હેકે.

અંધકવિ હંસરાજ

## હૈયાસૂનાં

નિર્જન વનવગડે અરી વાદળી ! જળ શાં ઢોળવાં અમથાં ?
રણે રગદોળવાં અમથાં ?
એવાં હૈયાસૂનાં સમીપ વિતક શાં બોલવાં અમથાં ?
હૃદય શીદ ખોલવાં અમથાં ?

ચાતક જળવણ ટળવળે, મેઘ ઘનઘોર;
ગર્જન કિંતુ જૂઠડાં, જગ એવું ય નઠોરઃ
છીછરા સરવરને શીદ મલિન જળે અંઘોળવાં અમથાં ?
જવાહીર ઝબોળવાં અમથાં ?
એવાં હૈયાસૂનાં સમીપ વિતક શાં બોલવાં અમથાં ?
હૃદય શીદ ખોલવાં અમથાં ?

સુગન્ધમિઠ્ઠા લિમ્બડા, રસમાં કડવા ઝેર;
મુખમિઠ્ઠાંના મોહ શા, જો નહિ મનના મેળ ?
ગરજુ જગવગડે વણ પાત્ર સુધા શાં ઢોળવાં અમથાં ?
ઉરેઉર જોડવાં અમથાં ?
ઉજ્જડ મરુભૂમિમાં રસિક હૃદય શાં ખોલવાં અમથાં ?
જીવન શીદ રોળવાં અમથાં ?

મોહભીના સંસારમાં, જુઠા મૃગજળ ઘાટ;
મોંઘી સપ્રેશ સ્નેહની, આઘી ઉરની વાટઃ

વિજન કો વાડીને એકાન્ત ફુલો શાં ફોરવાં અમથાં ?
દરદ દિલ વ્હોરવાં અમથાં ?
ક્‌હો, કયાં મળશે વ્હાલો કાન્ત ? સ્વજનના સ્નેહનીય કથા ?
અવરની મારે છે શી તથા ?
—નિર્જન !

કેશવ હ. શેઠ

# દિવ્યધામ

જાગી જો તું મનુજના બાળ રે, પેલા દિવ્ય કિનારા !
ઝળકે જ્યોત્સ્નામય શા વિશાળ રે, પેલા દિવ્ય કિનારા !

દૂર પડ્યા દિવ્ય દેશ એ રે, મધ્યે માઠાં અરણ્ય;
કઠણ કરાડો ચઢવી ઊતરવી, ત્યાં જવાનો માર્ગ ના અન્ય રે.
પેલા દિવ્ય કિનારા !

ઊંચા આ ગિરિશૃંગથી રે દીસે કિનારા એ દૂર,
પાછળ જગવ્યાં પાંખીનું મધુરું પેલું અમૃતવારિસિન્ધુનું પૂર રે.
પેલા દિવ્ય કિનારા !!

પંથ અરણ્યે ચીરી જતો રે અંતે ઊંચી જગ્યાં કમાન,
દ્વારપાલ મૃત્યુનામક ઊભો; આવું તો મહિં થી અવસાન રે.
પેલા દિવ્ય કિનારા !!

માર્ગે દીસે આ શિખર થકી રે શીઘ્ર જવાના અનેક,
તે સર્વ ગુપ્ત જ ગર્ત વિશે જઈ અટકે; સાચો તો એક રે.
પેલા દિવ્ય કિનારા !!

માટે તું આ સજ્જ ધૈર્યથી રે દીર્ઘ પ્રયાણને કાજ;
કંટક ચરણે પંથમાં સહે તો પાછો ના વળજે તું સહસા જ રે.
પેલા દિવ્ય કિનારા !!

## સ્વર્ગનાં મૃદંગ

પેલા આભઝરૂખે અભંગ
સજની ! સ્વર્ગનાં વાગે મૃદંગ.

ધીરાં હો ! ધીરાં, હૈયાં શાં, વાગે,
જગમાં પડે પડછન્દ:

થિનિકિટ થિનિકિટ મધુરાં શાં ગાજે
આયુષ્યના આનન્દ :
પેલા આભઝરૂખે અભંગ
સજની ! સ્વર્ગનાં વાગે મૃદંગ.

ઉરઉરને આમન્ત્રણ આવે,
ચાલ સખિ ! દેવદ્વાર :

પ્રેમનો પારાવાર ડોલે ત્ય્હાં,
પૃથ્વીમાં સ્વર્ગ ઉતાર :
પેલા આભઝરૂખે અભંગ
સજની ! સ્વર્ગનાં વાગે મૃદંગ.

ન્હાનાલાલ દલપતરામ કવિ

## વસન્તનાં વધામણાં

બોલે બોલે કોયલડી મદશોર,
  વસન્તનાં વધામણાં સખી !

ટિહુ ટિહુ કરે કલ્લોલ:
  વસન્તનાં વધામણાં સખી !

નવો વસન્ત નવું બોલે પપૈયા,
  ઉડે પડછન્દ નવરંગ રે !
ઘેરી ઘેરી વાદળીયો ઓરી ઓરી આવે,
  પાસે આવી દુર જાય:
  વસન્તનાં વધામણાં સખી !

  આવ્યો વસન્તરાજ,
  વાટ જોવરાવી આજ,
  મહોત્સવ ઉજવીશું રસરાજ !
  વસન્તનાં વધામણાં સખી !

ન્હાનીશી બાલાઓ પાણીડે સંચરે,
  મસ્તીએ ચુન્દડી ભિંજાય રે !
નવો વસન્ત નવાં બાલાનાં યોવન !
  હૈયાં કરે રસબોળ:
  વસન્તનાં વધામણાં સખી !

ઘેલીતુર બાલાઓ,
ને ઘેલાં નવયૌવનો,
કેમ કરી કહો સચવાય ?
વસન્તનાં વધામણાં સખી !

ફાલ્યો આંબલીયો આ લિલુડાં રંગનો,
આવ્યો કુણો કુણો સખિ મ્હોરરે !
નાચી, કરે નૃત્ય મોરલા રૂપાળા;
એક મોરલો ને એક ઢેલ:
વસન્તનાં વધામણાં સખી !

શરમાળ બાલાને, નેત્રભાષા ના'વડે
મુગ્ધાથી કેમ સમજાય !
વસન્તનાં વધામણાં સખી !

દામોદર રાઘવજી દોશી

## અણદીઠ જાદૂગર

રજનીના ઓળા આવે, સાહેલડી !
   અંધકારના દૂર પડઘા પડે;
રૂદનની વેણુ એક વાગે, સાહેલડી !
   વિશ્વને ઉર શોક–છાયા ઢળે. 	ધ્રુવ૦

કમ્પે વાયુ વ્યોમ ને કમ્પે જગનું ઉર;
સાગરનાં જળ કમ્પતાં,
   મ્હારૂં કમ્પે છે હૈયું આતુર, રે સાહેલડી !
   અંધકારના દૂર પડઘા પડે.

ગાજે કાળાં વાદળાં, ગાજે કાળાં નીર:
ગાજે ગેબી ગીત કો,
   મ્હને બોલાવે ગાઢું તિમિર, રે સાહેલડી !
   અંધકારના દૂર પડઘા પડે.

કાયા થથરે કારમી, દીન થરથરતું ઉર;
ચરણો સ્થીર રહે નહિ,
   મ્હને ખેંચે અણદીઠ કોઈ દૂર, રે સાહેલડી !
   અંધકારના દૂર પડઘા પડે.

દૂર દૂર ત્યાં નાવડી આવે સખિ ! આ તીર;
મુજ કાજે ઉભી રહી,

કોઇ ખેંચે અહીં મ્હને ચીર, રે સાહેલડી !
અંધકારના દૂર પડધા પડે.

સૂનું મ્હારૂં દીલડું, સૂની સાગર—વાટ;
સૂની પણ હું એકલી,
નહિ જાણું પણ કયે ઘાટ, રે સાહેલડી !
અંધકારના દૂર પડધા પડે.

અદીઠ કો જાદૂગરે ઘેલું કીધું ઉર;
મુજને નવ કો રોકશો,
અહા ! જાઉં છું દૂર દૂર દૂર, રે સાહેલડી !
અંધકારના દૂર પડધા પડે.

સ્નેહરશ્મિ

# સંપ

દેશમાં સંપ કરોરે સંપ કરો,
દિલે દેખી કુસંપથી ડરોરે. દેશમાં.

જે કોઇ સંપ તજીને સુખ માગે,
તેના સૂતેલા શત્રુ જાગેરે. દેશમાં.

હજી સંપ લડાલડી આવે,
તેમાં તુર્ત ત્રીજાને ફાવેરે. દેશમાં.

જે કોઇ વીઘા જમીન સારૂ લડતા,
રાજ ખોઇને રહ્યા હવે રડતારે, દેશમાં.

હજી હઇડે વિચારી નવ જોશો,
ખરેખાતે છે હાથમાં તે ખોશોરે. દેશમાં.

તમે ટંટા ધરમના ટાળો,
જે જે પ્યારો લાગે તે ધર્મ પાળોરે. દેશમાં.

કોઇનું સારૂં દેખીને શીદ દાઝો,
તેને બુડાડી મારવા ન બાઝોરે. દેશમાં.

કરી સંપ કાંઈ હુન્નર હલાવો,
ફરી દેશની વખત ફેરવાવોરે. દેશમાં.

દલપતરામ

# રાસેશ્વરી મા !

આ શરદ્‌પૂનમ સોહામણી રાસેશ્વરી મા !
શો ચંદ્ર તણો ચમકાર,
રાસ રમાડો મા !

તમે સ્વર્ગસદનથી ઉતર્યાં રાસેશ્વરી મા !
રૂડલા રસસરવરપાળ,
રાસ રમાડો !

અમો અમૃતતરસ્યાં હંસલા રાસેશ્વરી મા !
તમો અમૃતરસની ખાણ,
રાસ રમાડો મા !

તમ આંખડલીયે અમી ઝરે રાસેશ્વરી મા !
દયો અમૃતનેહનાં દાન,
રાસ રમાડો મા !

તમ પગલે પગલે ફૂલડાં રાસેશ્વરી મા !
ફૂલડે ફૂલડે હરીનામ,
રાસ રમાડો મા !

મહા માયા કેરી બંસરી રાસેશ્વરી મા !
શી રસશૂર ને સુખધામ,
રાસ રમાડો મા !

સુરવર સુરવધુ રાસે રમે રાસેશ્વરી મા !
તમ ઝાંઝરને ઝંકાર,
રાસ રમાડો !

શાં ત્રણે ભૂવન ડોલી રહ્યાં રાસેશ્વરી મા !
નચવે શક્તિ બ્રહ્માંડ,
રાસ રમાડો મા !

**મૂલજી દુલભજી વેદ**

# આણાં

આવી—આવી વગડા વિંધી વેલ્ય જો,
ઘુઘરીએ ઘમઘમતા આવ્યા ધોરીડલા;
આજ ફળ અંતરની એકલ આશ જો,
મીઠડલી માવડીએ આણાં મોકલ્યાં.

મેં જાણ્યું જે ભૂલી મુજને માત જો,
બાપુને અંતરથી છૂટી બેટડી;
ભાભલડીના ઉરનો ભાળી ભાવ જો,
બન્ધવડે વીસારી એની બ્હેનડી.

શેરડીએ વીરાનો શીળો સાદ જો,
શીળા એને ઉર શોભે સન્દેશડા;
મીઠાં—મીઠાં મહિયર કેરાં માન જો,
મહિયરના મારગડા મનને મીઠડા.

સાસુજી ! આપોને અમને શીખ જો,
ભાવભર્યાં એ ભાંડરડાંને ભેટવા;
જોશું—જોશું વ્હાલેરી વનવાટ જો,
જોશું રે ! મહિયરનાં જુનાં ઝાડવાં.

જોશું—જોશું દાદાનો દરબાર જો,
કાળજડે રમતા એ ગઢના કાંગરા;

વીરાજીના રઢિયાળા રણવાસ જો,
ખેલણમાં ખુંદેલાં એનાં આંગણાં.

મીઠો વરસે માવલડીનો મેહ જો,
ન્હાશું એના ઝરમર ઝરતા નીરમાં.
ત્યજશું ઉંડા અંતરનો પરિતાપ જો,
શીતળતાની ભરશું હેલ શરીરમાં.

સામો મળશે સાહેલીનો સાથ જો,
આંખડલીનાં આંસુ આદર આપતાં;
વાતડલીનો વધતો વેગ વિશાળ જો,
મીઠા કૈંક મનોરથ મનમાં મ્હાલતા.

વસમી લાગે ભવની લાંબી વાટ જો,
મહિયરની મારગડે શીળી છાંયડી;
પળ—પળ પીવાં કૈંક જગતનાં ઝેર જો,
માડીના કરમાંય સજીવનસોગઠી.

દામોદર ખુશાલદાસ બોટાદકર

## વિયોગની

અહીં ફાલ્યા આ ફુલડાંના ફાલ રેઃ
પ્રીતમ આવ્યા નહિ !
તેમાં પમરે વ્હાલમજીનાં વ્હાલ રેઃ
સન્દેશ કહાવ્યા નહિ !

હું તો ઉગતા સૂરજ પૂજી થાકી રેઃ
પ્રીતમ આવ્યા નહિ !
આ તો ખીલતી જુવાનીનાં પ્રભાત રેઃ
સન્દેશ કહાવ્યા નહિ !

કરી ગયા એ વાયદા અનેક રેઃ
પ્રીતમ આવ્યા નહિ !
ઘસાઈ ગણતાં દિન આંગળીની રેખ રેઃ
સન્દેશ કહાવ્યા નહિ !

અહીં એક પછી એક ઉગે તારા રેઃ
પ્રીતમ આવ્યા નહિ !
નહિ છતાં પ્રણય અણસારા રેઃ
સન્દેશ કહાવ્યા નહિ !

અહીં ઝબૂકે વીજલડીની વેલ રેઃ
પ્રીતમ આવ્યા નહિ !

હું તો સોળે શણગાર સજેલ રે:
સન્દેશ કહાવ્યા નહિ !
ગઈ સૂકાઈ ફુડાંલની સેજ રે:
પ્રીતમ આવ્યા નહિ !
મ્હારાં ઉતરે મોતીડાંનાં તેજ રે:
સન્દેશ કહાવ્યા નહિ !
અહીં જલને હિન્ડોલ કમલ ડોલે રે:
પ્રીતમ આવ્યા નહિ !
કોણ ઝૂલે પણ એ રસઝોલે રે ?
સન્દેશ કહાવ્યા નહિ !
હું તો સરોવરની પાળ ઉભી છેટી રે:
પ્રીતમ આવ્યા સખી !
મ્હને પડયા અચાનક ભેટી રે:
આનન્દની એ સીમા નથી !

જનાર્દન પ્રભાસ્કર

# ચૂકશો માં

ચૂકશો માં કોઇ ચૂકશો માં,
પ્રભુ નામનાં નિશાન કોઇ ચૂકશો માં.

માયા, મમતા ને મોહ, તૃષ્ણા કે લોભની,
જૂઠી દિશામાં કો ઝૂકશો માં—પ્રભુ.

વિશ્વના પ્રકાશ સમી બ્રહ્મજ્ઞાન ગોઠડી,
અજ્ઞાન અંધકારે પૂરશો માં—પ્રભુ.

પ્રેમ, સમભાવ, જ્ઞાન, ભક્તિ ને નમ્રતા,
એ મૈત્રી સાંધી પછી ખૂટશો માં—પ્રભુ.

આવ્યાં અજવાળાં જીવનને આંગણે,
દિલના ઉઘાડો દ્વાર—ઉંઘશો માં—પ્રભુ.

ઉઠો ! જાગો ! પ્રભુજી પ્રેમથી પૂકારે,
જ્ઞાન ભક્તિ કર્મ માર્ગ મૂકશો માં—પ્રભુ.

પ્રેમી પ્રભુજીને પ્રિછવાને માટે,
કાયદાના થોથાંઓ ચુંથશો માં—પ્રભુ.

પૂર્વ દિશાથી પ્રભુજી પધારે.
એ ઉંડા સન્દેશ કોઇ ભૂલશો માં—પ્રભુ.

ગોકુળદાસ દ્વારકાદાસ રાયચુરા

# સૌભાગ્ય ફળ

સજની ! સૌભાગ્યફળ વધાવીએ રે લોલ !
ઘોળી કુંકુમ કનકથાળ જો;
જીવનનો ધન્ય લ્હાવ લીજીએ રે લોલ !
ખીલે બગીચે રસિક ફુલડાં રે લોલ !
ભુવને ખીલે રસબાલ જો;
સજની ! સૌભાગ્યફળ વધાવીએ રે લોલ !

ભાનું તપે છે નભોમંડળે રે લોલ !
ભુવને તપંત તેજબાલ જો;
સજની ! સૌભાગ્યફળ વધાવીએ રે લોલ !

દેવો પૂજાય દેવમન્દિરે રે લોલ !
ભુવને પૂજાય દેવબાલ જો;
સજની ! સાભાગ્યફળ વધાવીએ રે લોલ !

રજનીમાં દીપજ્યોત ઉજળી રે લોલ !
સૂના ભવકુલે દીપ બાલ જો;
સજની ! સૌભાગ્યફળ વધાવીએ રે લોલ !

આશા ભરેલ સ્નેહદંપતી રે લોલ !
સંસારે સ્નેહભર્યાં બાલ જો;
વિભુની એ વિભૂતી વધાવીએ રે લોલ !

કેશવ હ. શેઠ

# ભોળી ભરવાડણ

ભોળીરે ભરવાડણ હરિને, વેચવા ચાલી;
સોળ સહસ્ર ગોપીનો વહાલો, મટુકીમાં ઘાલી.
ભોળીરે—ટેક.

અનાથના નાથને વેચે, આહીરની નારી;
શેરીએ શેરીએ સાદ પાડે, લ્યો કોઇ મોરારી.
ભોળીરે.

મટુકી ઉતારી માંહે મોરલી વાગી;
વ્રજનારી સેજે જોતાં, મૂરછા લાગી.
ભોળીરે.

બ્રહ્માદિક ઇંદ્રાદિક સરખા, કૌતક એ પેખે;
ચૌદ લોકના નાથને કાંઇ, મટુકીમાં દેખે.
ભોળીરે.

ગોવાલણીના ભાગ્યે પ્રગટ્યા, અંતરજામી;
દાસલડાંને લાડ લડાવે, નરસૈયાનો સ્વામી,
ભોળીરે.

નરસિંહમહેતા

## આંગણે તલાવડી

મ્હારે આંગણ તલાવડી રે,
   છબ છબીયાં પાણી થાય. '*
હું ને નાહોલીયો રમવાને જઇએ;
   આછાં આછાં નીર ડહોળાય.

હળવે નાહોલીયા, હળવેથી હીંડજે,
   કુંળાં કુંળાં મીન કચરાય;
શોભા અમારી ન્હાની તલાવડીની,
   કચરાયે ખંડિત થાય.

ઉગ્યાં કમળીયાં ને શોભે તલાવડી,
   મ્હારૂં મનડું લળી લળી જાય;
મ્હારા રે સમ ત્હને વ્હાલા નાહોલીયા !
   કમળ કુંળાં ના ચૂંટાય.

મ્હારી તલાવડીએ સન્તોને નોતરૂં,
   મ્હારાં આંગણા પાવન થાય;
હું ને નાહોલીયો હેતેથી પૂજશું,
   અમારાં હઇડાં પાવન થાય.

ગિરીશ

---

* અવતરણ ચિન્હમાં મુકેલ કડી એક લોક ગીત પરથી લીધેલ છે.

## અભિલાષ

એકજ એ અભિલાષ
મ્હારે એકજ એ અભિલાષ !

પૃથ્વી તળમાં, જળ, સ્થળ, નભમાં,
વિચરૂં વળી વન, નગ, મહાલયમાં,
અણું અણુંમાંથી જડતા કાઢી;
ચેતન પ્રકટાવું !

જગે બસ ! ચેતન પ્રકટાવું,
રસે બસ ! મસ્ત જગત બનાવું,
પ્રજાણું કષ્ટ તિમિર ટાળું,
જગે **નવચેતન** પ્રકટાવું;
મ્હારે એકજ એ અભિલાષ !

સુતેલા સૌ વીર ઉઠાડું,
સુન્દરીઓમાં સ્ત્રીત્વ જગાડું,
કુસુમ સમા બાળકવૃંદોને;
દેશભક્તિ શીખવું !

સરળતા સ્થળ સ્થળમાં સ્થાપું,
અધમતા મૂળમાંથી કાપું,

જગત્‌ના વૃથા બંધ તોડું,
અને બસ ! ચેતન પ્રકટાવું;
મ્હારે એકજ એ અભિલાષ !

જગત્‌ને ચેતનમય બનવું !
જીવનમાં રસચેતન લાવું !

જ્યોત્સ્ના શુક્લ

## સેવાનાં સંતાન !

અમે સૌ સેવાનાં સંતાન !
સદંતર એજ અમારી સાન;
    અમે સૌ સેવાનાં સંતાન !

હેમકૂટ ત્યાં હંસ તરંતા,
        તળાવડે સ્વરજ્ઞાન;

નિર્મળ જળ પળપળ ઝળકે,
કરી સેવકનાં સન્માન;
    અમે સૌ સેવાનાં સંતાન !

કરો શુભ શુચિવ્રત સુખકર સ્નાન,
    અમે સૌ સેવાનાં સંતાન !

સુગમ પન્થ ને અનુપમ વાટડી
        સેવામંદિર સ્થાન;
દિવ્યમંત્ર: " સેવા સેવા " બસ
        સેવકનાં એ તાન;
    અમે સૌ સેવાનાં સંતાન !

જગવતા જયો જયો જયગાન,
    અમે સૌ સેવાનાં સંતાન !

સેવામૃત સુખ વૈભવ સમજી
નિશદિન ત્યાં મસ્તાન;
હૃદય નાચતાં મુખ મલકાતાં !
પીઓ પીઓ મધુપાન;
અમે સૌ સેવામાં સંતાન !
અહો ! બસ બનીબની ગુલતાન,
અમે સૌ સેવાનાં સંતાન !

સદંતર એજ અમારી સાન,
અમે સૌ સેવાનાં સંતાન !

કૃષ્ણદાસ ગોવિંદજી આસર

## મ્હારે જાવું પેલે પાર

મ્હારે જાવું પેલે પારઃ
હવે માછીડા ! હોડી હંકારઃ
મ્હારે જાવું પેલે પાર. ધ્રુવ.

જમણે કાંઠે મથુરા નગરી,
ડાબે ગોકુળ ગામ;
આ આરે મ્હારી દેહ ઉભી છે,
ત્ય્હાં છે આતમરામઃ
મ્હારે જાવું પેલે પાર.

આભનો સાગર જલજલ ભરિયો,
મંહી સૂરજ ને સોમઃ
આ આરે છે ધરતીની ભેખડ,
ત્ય્હાં છે ચેતનભોમઃ
મ્હારે જાવું પેલે પાર.

હલકી હેલે આયુષ્ય ઉછળે,
જગના વાયે સમીરઃ
આ આરે મ્હારી આશાની કુંજો,
ત્ય્હાં છે પ્રેમમન્દિરઃ
મ્હારે જાવું પેલે પાર.

હવે માછીડા ! હોડી હંકાર,
મ્હારે જાવું પેલે પાર.

ન્હાનાલાલ દલપતરામ કવિ

## રસોત્સવ

ઊગ્યો પૂનમનો ચન્દ ( ૨ )
આજે ઉત્સવ રસદેવનો !
રેલ રોશની શી મન્દ ( ૨ )
આજે ઉત્સવ રસદેવનો !

બોલે કોયલ ત્હાં ડોલે રસાત્મ કંઇ
એનો અનેરો આનન્દઃ
એના એ બ્રહ્મબોલ, પ્રણયીના પ્રેમકોલ,
પ્રગટે એ રીત શું વસન્ત !
આજે ઉત્સવ રસદેવનો !

રસની કો જોગણો, વિજોગણો મળી સાથ,
આજે રસરાસ આ રચન્તઃ
સ્નેહના સોહાગી—રસરાગી, રસઘેલડાં,
રસિયાંના રાસ એ ઝીલન્ત !
આજે ઉત્સવ રસદેવનો !

કુંજે હૈયાની આજ ગુંજે શા પ્રેમમંત્ર,
મોહનની મુરલી બજન્તઃ
એ મુરલીની તાન, દેતી ભુલાવી ભાન,
સરતાં રસગાન એ દિગન્ત !
આજે ઉત્સવ રસદેવનો !

જનાર્દન પ્રભાસ્કર

## અમીની રેલ વિભુ ! વરસાવ

અમીની રેલ વિભુ ! વરસાવ:
જગતમાં પ્રેમભાવ પ્રસરાવ:

ન્હાના મ્હોટા, રાય ફકીરો, રંક અને ધનવાન:
સર્વે બાળક ત્હારાં, છે તું એક પિતા બળવાન:
પિતાજી ! પ્રેમભાવ પ્રસરાવ:
અમીની રેલ વિભુ ! વરસાવ.

તુજ કૃપાએ લક્ષ્મી મળતાં ગર્વે કંઈક ફુલાય:
નીચ ગણે ધનહીન બંધુને, એ જોયું નવ જાય:
પ્રભુજી ! પ્રેમભાવ પ્રસરાવ:
અમીની રેલ વિભુ ! વરસાવ.

નહિ વિચારે પરસુખને કો, નિજ સુખ પાછળ ધાય:
ધરે શ્રેષ્ઠતા ખોટી મનમાં, દયા ન દિલમાં જરાય;
દયાળુ ! પ્રેમભાવ પ્રસરાવ:
અમીની રેલ વિભુ ! વરસાવ.

જડવાદે આ જગત ભૂલ્યું છે, ત્હેને માર્ગ બતાવ:
સ્વાર્થ—સાધના—મગ્ન જનોમાં સેવા સ્રોત વહાવ:
વિભુજી ! પ્રેમભાવ પ્રસરાવ:
અમીની રેલ વિભુ ! વરસાવ.

રમણીક કીશનલાલ મ્હેતા

## આજની શોભા

આજની શોભા છે રળીઆમણી,
સૃષ્ટિ મંડળે તરંતાં ચંદ્ર બિંબની—આજની.

પ્રસરી રહ્યાં ચંદ્ર બિંબ સર્વ આ સ્થળે;
યુવતિ દીસતી, રજની સુન્દરી હસે—આજની.

શ્વેત વસ્ત્ર ધરી, રજની વિલસતી રહી;
પ્રેમઘેલી એ બની, ઈન્દુમાં ભરી—આજની.

રજની શું વિહાર ચંદ્ર પ્રેમથી કરે;
નિરખી તેહને હૃદય હર્ષ ઉભરે—આજની.

રજનિ—ચંદ્ર સમાં આર્ય દંપતિ બને;
વિમળ પ્રેમથી વિભુ, એજ માગીએ—આજની.

કૃષ્ણરાવ ભોળાનાથ દિવેટીયા

# બ્હેનીની મેંદી

બ્હેનીએ મૂકી મેંદી રે લોલ !
　　રુડી શી ઓપતીઃ
　　સુંદર શી શોભતીઃ
ન્હાનકડી બ્હેનીની મેંદી રે લોલ !
　　પ્રફુલ્લ વદનેઃ
　　પુલકિત નયનેઃ
આનંદથી બહુ મ્હાલતી રે લોલ !
　　　બ્હેનીએ મૂકી મેંદી રે લોલ !

સુન્દર કુમકુમ વર્ણનાં, દિસે રૂડા હાથ;
પ્રણયી વદન જોઇને, હરખાયે સૌ સાથ !
　　　બ્હેનીએ મૂકી મેંદી રે લોલ !

પાયે નુપૂર ઝાંખતાં, ઝમ ઝમ ધ્વનિ સોહંત;
વિણા કેરા સૂરીલા, જાણે વાગે તંત !
　　　બ્હેનીએ મૂકી મેંદી રે લોલ !

કુસુમ કળી જયમ દિસતી, પ્રભાત રાતે રંગ;
દિપે વપુ મેંદી થકી, ઉલ્લાસી નવરંગ !
　　　બ્હેનીએ મૂકી મેંદી રે લોલ !

વસ્ત્રાભૂષણ શુભ સજી, દર્શન કરવા જાય;
વિલોકી સખી મંડળી, ઉર આનંદ ન માય !
બ્હેનીએ મૂકી મેદી રે લોલ !

હૃદયે અતિ ભાવથી:
લેવા કૈં લ્હાવથી:
બ્હેનીએ મૂકી મેદી રે લોલ !

નવીન કાન્તિ ધારતી:
સ્મીત પુષ્પ સારતી:
ન્હાનકડી બ્હેનીની મેદી રે લોલ !

જગુભાઇ મોહનલાલ રાવળ

## સ્વાગત

શાં કરીએ સન્માન, તમારાં શાં કરીએ સન્માન !
વ્હાલાં ! પ્રિય ગુણવાન, તમારાં શાં કરીએ સન્માન !
સ્નેહી સ્વજન સહવાસ અતિશય, દુર્લભ જીવન-વ્યોમ !
આજ સુભાગી કર્યાં સૌ સ્વજનો, ઉદિત થયો સુખ-સોમ !
તમારાં૦

પાવન પુણ્ય પનોતે પગલે, કીધાં અમ દીન ધામ !
ધન્ય ! અનુપમ આજ ઘડી તમ, દર્શનથી અભિરામ !
તમારાં૦

દિવ્ય સુવાસિત પુષ્પતણા નથી પ્રિય ! તમ સ્વાગતહાર !
નૈસર્ગિક પ્રિયવાણી તણા અમ અનુગ્રહી લ્યો સત્કાર !
તમારાં૦

સ્વાગત અમ અધુરાં નથી વ્હાલાં ! અધુરા સાધન સાજ !
સ્નેહલ વિમલ હૃદય રસભર છે, પ્રિયજન ! સ્વજન સમાજ !
તમારાં૦

દીન સ્વજન પર બહુ કરુણા કરી, મોંઘેરાં મહેમાન !
ઉર ઉલ્લાસ ભર્યા કરતાં પ્રિય ! સ્નેહ સુધારસ પાન !
તમારાં૦

અમૂલખ અવસર આજ સહી લ્યો ! પ્રિય અમ અવનવ ઢંગ !
જીવનનૂર ! પધારી સુપ્રેમે, રેલવો મોદની ગંગ !
તમારાં૦

વાસુદેવ રામચંદ્ર શેલત

## સુન્દરી શીળે ભરી રે.

શીળાં સરોવર ઝીલવાં,
    સખિ ! શીળો મનોહર મેઘ રે.
સુન્દરી શીળે ભરી રે. (ટેક)

શીળા શશિમુખ શેરડા,
    એવાં શીળાં તારલિયાનાં તેજ રે. સુન્દરી.

શીળી ઉષા અલબેલડી,
    સખિ ! શીળી સોહાગણ સાંજ રે. સુન્દરી.

શીળાં પ્રભુજીનાં પેખણાં,
    સખિ ! શીળા તે શારદ રાસ રે. સુન્દરી.

શીળી દાદાજીની ડેલિયો,
    એવી શીળી મીઠે મન માય રે. સુન્દરી.

શીળાં વીરાજીનાં વેણલાં,
    એવા શીળા ભાભી કેરા ભાવ રે. સુન્દરી.

શીળું પીયર, શીળી સાસરી,
    કાંઇ શીળો સમોવડ સાથ રે. સુન્દરી.

શીળાં સાસુ, સસરા દાદા,
    સખિ ! શીળી વાલ્યમની વાત રે. સુન્દરી.

શીળી નણંદ ઉર નાગરી,
કાંઈ શીળો તે દૂધમલ દેર રે. સુન્દરી.

શીળી સાહેલી સંગની,
એવી શીળી સંસારની સેર રે. સુન્દરી.

શીળી ગોરાંદેની ગોઠડી,
એનો શીળો કોડાયલ કન્થ રે. સુન્દરી.

શીળી પ્રીતમની પ્રીતડી,
એવા શીળા પ્રભુજીના પન્થ રે. સુન્દરી.

શીળી વામા વિનયે ભરી,
એની શીળી લાખેણી લાજ રે. સુન્દરી.

શીળી શીયળ કેરી છાંયડી,
સખિ ! શીળાં રમણનાં રાજ રે.
સુન્દરી શીળે ભરી રે.

દામોદર ખુશાલદાસ બોટાદકર

# વશીકરણ

જાણો તો વશીકરણી વિદ્યા જાણજો,
અબલા સેંજે સબલ થશો સંસાર જો,
મંતર જંતર તંતર જૂઠાં ભામણાં,
જીભે મીઠાં મન મીઠાં સુખસાર જો—જાણો૦

જાપ અજપ પ્રીતિ નામ જપો મનથી તમે,
વ્રત પતિસેવા તનમનથી સચવાય જો,
દીક્ષા લો રતિપતિની સાચી નિર્મલી,
માગો વર પરસુખમાં ભેદ ન થાયજો—જાણો૦

પ્રેમ તણો રસ ઝીલ્યો સીતારામશું,
એ રસ પીધો ગોપી શ્યામશરીરજો,
સાવિત્રી સર્વે એમાં ગળ્યાં,
દ્રૌપદી તારા મંદોદરી સતી શિર જો—જાણો૦

દોરી પ્રેમતણી જગજીવન જાણજો,
એણે બાંધ્યાં નવ છોડયાં છોડાય જો,
રૂપ રંગ રસ સાંધ્યાં ઉખડે સેંજમાં,
અંગ પડે પણ પ્રેમ નહિ પલટાય જો—જાણો૦

પ્રેમથકી જગ ભાસે સઘળું એકમાં,
એકરસે દૃઢભક્તિ ભજે ગુણવાન જો,

મૂરખ પ્રેમમણિનું તેજ ન ઓળખે,
અથડાઈ મરતાં પણ ન લહે સાન જો—જાણો૦

વશ તેને પ્રભુ જે રસ જાણે પ્રેમનો,
વૃક્ષ જંતુ જલ જનનો તે શો ભાર જો,
વિષ અમૃત ઝટ અગ્નિ શીતલ ઉકળે,
એવાંને મુંજ વંદન વારંવાર જો—જાણો૦

મણીલાલ નભુભાઇ દ્વિવેદી

## કોયલ

આવી રૂડી સરોવરની પાળ,
આંબા કેરી ડાળ, મૂકીને કોયલ ક્યાં ગ્યાંતાં રે.

શીલા રે—ભાઇના ઓરડા રે,
ત્યાં રૂડાં ધોળ ગવાય,
જોવાને અમે ત્યાં ગ્યાંતાં રે. આવી૦

શીલા રે—ભાઇના માંડવા રે,
ત્યાં રૂડા માંડવા ચોડાય,
જોવાને અમે ત્યાં ગ્યાંતાં રે. આવી૦

શીલા રે—ભાઇનાં માંયરાં રે;
ત્યાં રૂડી કન્યા પરણાય,
જોવાને અમે ત્યાં ગ્યાંતાં રે. આવી૦

લોકગીત

# ડોલાવણુ વાંસળી

સ્વર્ગે પ્રગટ્યા પૂર્ણ પ્રકાશ
 કે શરદ્ સોહામણી રે લોલ;
સ્વર્ગે હરી ને શ્રીના રાસઃ
 ડોલાવણુ વાંસળી રે લોલ. (ધ્રુવ)

બંસી જગત જગાડતી, નીતરે હરીના નેહ,
અનુકમ્પા ને આશના, અખૂટ અમૃતમેઘઃ
 ડોલાવણુ વાંસળી રે લોલ.

દેવ રમે દેવી રમે ઝરતો રસ સંસાર;
સ્રજને નન્દનવન ખીલે, ખૂલે મોક્ષનાં દ્વારઃ
 ડોલાવણુ વાંસળી રે લોલ.

પૃથ્વીના પટને ચીરે, એ પાવન રસનાદ,
પાતાલે ઉઘડાવતા, આશામૃતભર આંખઃ
 ડોલાવણુ વાંસળી રે લોલ.

ડોલે સૂર, અસૂર ધ્રુજે, ઝળહળતો જ્યોત ઝીલાય;
ગાઢાં અન્ધારાં સરે, હૈયે હરી પ્રગટાયઃ
 ડોલાવણુ વાંસળી રે લોલ.

ડોલે ડોલે શેષ ને ડોલે રે સંસાર,
શ્રીવર પોતે ડોલતા શ્રીજીને ઝંકાર:
ડોલાવણ વાંસળી રે લોલ.

સ્વર્ગસુધાને ચાંદલે સખીની મૂર્ત્તિ સોહાય;
જીવડોલાવણી એ છબી મારે જીવે સમાય:
ડોલાવણ વાંસળી રે લોલ.

મૂલજી દુલભજી વેદ

## વ્હાલમનુ હેત

આત્માનાં પૂર હો ! ઉછળે, સાહેલડી !
વ્હાલમનું હેત મ્હારે હૈયે રમે;
હૈયાંનાં નીર હો ! ઉછળે, સાહેલડી !
વ્હાલમની વેણ મ્હારે કર્ણે રમે. ધ્રુવ૦

રજની ઉજવળ શોભતી ખેલે રૂડા રાસ;
તારક–પુષ્પો મુખ ખરે,
એવાં એવાં છે પ્રિયનાં હો ! હાસ, રે સાહેલડી !
વ્હાલમનું હેત મ્હારે હૈયે રમે.

ચાંદલિયો નીજ કર થકી ખેલે કુમુદિની સાથ;
પ્રેમભીની એ ડોલતી,
એવું એવું ડોલાવે પ્રિય નાથ, રે સાહેલડી !
વ્હાલમનું હેત મ્હારે હૈયે રમે.

ઝરણાં ખળખળ દોડતાં, ગાજે મીઠે સૂર;
ચમકે તારા નીરમાં,
એવાં ચમકે હો ! નાથ નેણ નુર, હે સાહેલડી !
વ્હાલમનું હેત મ્હારે હૈયે રમે.

ઉંચા ઉંચા ડુંગરા, ઉંચાં તેથી આભ;
ઉંચા શોભે તારલા,

એથી ઉંચાં છે વ્હાલમનાં વ્હાલ, રે સાહેલડી !
વ્હાલમનું હેત મ્હારે હૈયે રમે.

વ્હાલા કરી વાંસળી સૂણું ચારે પાસ;
પ્રીતમ વ્હેલા આવજો,
મ્હારા સૂના છે પિયુ વિણ વાસ, રે સાહેલડી;
વ્હાલમનું હેત મ્હારે હૈયે રમે.

સ્નેહરશ્મિ

# કુંજલડીને સમ્બોધન

કુંજલડીરે સન્દેશો અમારો
જઇ વ્હાલમને કે'જો જીરે !
સામાં કાંઠાંના અમે પંખિડાં,
ઉડી ઉડી આ કાંઠે આવ્યાં જીરે
કુંજલડીરે સન્દેશો અમારો
જઇ વ્હાલમને કે'જો જીરે !

કુંજલડીને વ્હાલો મીઠો મેરામણ,
મોરને વ્હાલું મધ્ય ચોમાસું રે !
કુંજલડીરે સન્દેશો અમારો
જઇ વ્હાલમને કે'જો જીરે !
માણસ હોય તો મૂખે મૂખે મળીએ,
લખજો કુંજલડીની પાંખડીએ રે
કુંજલડીરે સન્દેશો અમારો
જઇ વ્હાલમને કે'જો જીરે !

રામ લક્ષ્મણને સીતાજી વ્હાલાં,
ગોપીયુને વ્હાલો કા'નુંડો રે !
પ્રિતમ કાંઠાનાં અમે પંખિડાં
પ્રિતમ સાગર વિના સૂનાં સૂનાં જીરે.
કુંજલડી રે સન્દેશો અમારો
જઈ વ્હાલમને કે'જો જીરે !

લોકગીત

## દાણ માગે

દાણ માગે રે, કાનુડો દાણ માગે રે;
આજ લગે નહીં સાંભળ્યું, કોણ લીધું આગેરે.
કાનુડો. ટેક.

આગે સવાયાનું ગોરસું, તારે પૈસો જોઇયે રે;
વેપાર દીઠો આ વ્રજનો, શું મૂળમાંથી ખોઇયે રે.
કાનુડો.

મટુકીમાં મિરાત આ મોટી, છે છાશનું પાણી રે;
તે છત ઉપર નહોતું જાણ્યું, કોઇ બેસશે દાણીરે.
કાનુડો.

દાણની દોલત જોડતામાં, મૂળગું ખોશો રે:
મહિમા જાશે નંદનો તે, લાલજી જોશો રે,
કાનુડો.

ભાંગી કોડી ભૂધરા, નહીં આપયે લ્હોણી રે;
અમો ફરી જશું ગોકુળ, રાખો છાશની દોણી રે.
કાનુડો.

પ્રેમાનંદ પ્રભૂ બોલિયા, શાને આકળાં થાઓ રે;
છાશની દોણી શું કરું, દાણ આપીને જાઓ રે.
કાનુડો.

પ્રેમાનંદ

## દેવ–દેશનું સોણલું

લાધ્યું સુહાગી દેવ–દેશ–કેરૂં સોણલું,
  જાગ્યું મન વીણાનું ગાન અલબેલડી: લાધ્યું.
ઝગહુળતી તેજરાશિ આંજતી’તી આંખડી,
  દીઠું ત્યાં ભારતીનું સ્થાન અલબેલડી: લાધ્યું.

શાન્તિની છાયા શું શરીર વસ્ત્ર શોભતું,
  કાન્તિ છાયા શી કંઠ ઝાલ અલબેલડી: લાધ્યું.
શિર “ સ્વરાજ્ય ” મુકુટમણી મૌક્તકનો શોભતો,
  “મુક્તિ” એ શબ્દ લખ્યો ભાલ અલબેલડી. લાધ્યું.

વ્યોમ વૃષ્ટિ કરે વેરી પુષ્પ દીવ્ય દેશના,
  ગુંજે આશીષ મંત્ર સૂર અલબેલડી: લાધ્યું.
ફરફરતી “ ઐક્ય ” કેરી ધ્વજા વાયુ વેગમાં,
  વહેતું ત્યાં સુખ સ્રોત–પુર અલબેલડી: લાધ્યું.

ઉભય પાસ ભારતીની જોયા મેં પુત્ર બે,
  હિન્દુ–મુસલ્માન ભાઇ અલબેલડી: લાધ્યું.
સ્મરણ પટથી ખસે નહિ સ્વપ્ન સખિ ! દોહ્યલું,
  માનું એ સ્વપ્નને વધાઇ અલબેલડી. લાધ્યું.

**ચાંપશી વિઠ્ઠલદાસ ઉદેશી**

## ભાભી

ટહુકે વસન્તકુંજ કોકિલા રે લોલ,
  ઘરમાં ભાભીનાં એવાં ગીત રે.
  ભાભીના ભાવ મને ભિંજવે રે લોલ. (ટેક.)

વીરા મારાની મધુર મોરલી રે લોલ,
  નવલા એ રાગ વહે નિત્યરે. ભાભીના૦

છોડી પીયરની એણે પાલખીરે લોલ,
  મૂકી માયાભરી માત રે ભાભીના૦

વ્હાલાંનો સંગ કર્યો વેગળો રે લોલ,
  મારા એ બન્ધવાને માટ રે ભાભીના૦

સહિયરનો સાથ ત્યજયો સામટો રે લોલ,
  દાદાનો દૂર કર્યો દેશ રે. ભાભીના૦

ખાંતના ભરેલ ત્યજ્યાં ખેલણાં રે લોલ,
  છોડયો બાળાપણ વેશ રે. ભાભીના૦

સાધી ન શકે ન અમરસુન્દરી રે લોલ,
  એવો અમોલ એનો ત્યાગ રે. ભાભીના૦

શાં શાં તે મૂલ એના આંકિયે રે લોલ,
  શાં શાં સમર્પિયે સોહાગ રે. ભાભીના૦

એને માડીનો સોહે મોડિયો રે લોલ,
  રૂડાં દાદાજીનાં રાજ રે. ભાભીના૦
અહ્વાલ અખંડ મારા વીરનું રે લોલ,
  લાખ ટકાની કુળલાજ રે. ભાભીના
એને મંદિર, એને માળિયાં રે લોલ,
  સોળે સજાવું શણગાર રે ભાભીના૦
એને તે કોષ તણી કુંચીઓ રે લોલ,
  હીરા ને મોતીઓ હજાર રે. ભાભીના૦
એ તો અમારી અન્નપૂરણા રે લોલ.
  વીરાના વંશ કેરી વેલ્યરે. ભાભીના૦
હસતી ઉષા એ અમ આભની રે લોલ,
  રઢિયાળી રંગડાની રેલ રે. ભાભીના૦
માડીજાયો તે મધુર મોરલો રે લોલ,
  ભાભી ટગકતી શી ઢેલ રે. ભાભીના૦
વીરો મ્હેરામણ મીઠડો રે લોલ,
  શીળી સરિતની એ સેર રે. ભાભીના૦
ચળકો સદાય એનો ચાંદલો રે લો ,
  જીવો એ જુગ–જુગ જોડ રે. ભાભીના૦
હૈયાં એ હેતભર્યાં હિંચજો રે લોલ,
  પૂરા પ્રભુજી એના કોડ રે. ભાભીના૦

દામોદર ખુશાલદાસ બોટાદકર

# નવરાત્રિ

લઈ શરદપૂનમ સન્દેશ ચન્દની ચમકાવી,
ભરી નવરસ, નભ ઉજેશ નવરત્રિ આવીઃ

સખી ! પડવે આંજી આંખમાં અંજન અમીનું,
શશિ લે હૈડું નિજ પાંખમાં રસભાવ – ભીનુંઃ

સખી બીજે બીજલીઓ ચન્દ કલા મુજ વિકસાવે.
ફિક્કા નભતારકવૃન્દ વથા ઇર્ષ્યા લાવેઃ

સખી ! ઉષા – અનિરૂદ્ધ સ્નેહ તાજો થાય ત્રીજે,
નિતરાવી નિર્મળ નેહ શશિ રીઝવી રીઝેઃ

સખી ! ચતુર્થી ચન્દ્ર ચકોર સમીર શીતળ ઢોળે,
મુજ અંતર આઠે પ્હોર મધુર ફુલસમ ફોરેઃ

સખી પંચમ પૂર્યા ચોક પુનિત પંચામૃતથી,
થાય પીને પાવન લોક દંપતીનાં વ્રતથીઃ

સખી ! છઠ, છઠ્ઠીના લેખ ગહન વાંચે ચન્દા
સૌભાગ્ય અખંડ – સુરેખતણા સુણું પડછન્દાઃ

સખી ! સપ્તમ સાયર સાત, શશિ – સંસર્ગ ચહે,
જીવન ભરયૌવન નાથવડે જયમ સ્વર્ગ લહેઃ

સખી ! અષ્ટમીનો અપવાસ, હવન પુણ્યયજ્ઞ કરૂં,
રમી રાસેશ્વરીના રાસ, અમર વરદાન વરૂં:
સખી ! નવરાત્રિની નોમ પૂરે મુજ પરકમ્મા,
જય જગવે સુરજ – સોમ ને મુજ જગદમ્બા:

વિજયાદશમીની વધાઈ બ્રહ્માન્ડે ગાજે,
ને દેવ - પતિની દુહાઇ નવખંડે આજે.

કેશવ હ. શેઠ

## ભાઇ બ્હેન

કેવડો લીલો ને લીલી લીમડી રે.
લીલુડાં ભાઈ ને બ્હેનનાં હેત;
દેવની દીધેલ ભાઈ બ્હેન બેલડી રે.

મોરલો સુનો ને સુની વાદળી રે,
વીખુટાં બેઉ ઝુરે પરદેશ;
દેવની દીધેલ ભાઇ બ્હેન બેલડી રે.

મોગરો ડોલેને પ્રરક પાંદડી રે,
ભાઈ બ્હેન હૈયે રસસંકેત;
દેવની દીધેલ ભાઇ બ્હેન બેલડી રે.

મેહુલો બોલે ને ઝબુક વીજળી રે,
ભાઇ બ્હેન ઝીલે અબોલ સન્દેશ;
દેવની દીધેલ ભાઈ બ્હેન બેલડી રે.

દેશળજી પરમાર

# શ્યામ રંગ સમીપને જવું

શ્યામ રંગ સમીપે ન જાવું મારે આજ થકી
શ્યામ રંગ સમીપે ન જાવું.

જેમાં કાળાશ તે સહુ એક સરખું,
સર્વમાં કપટ હશે આહવું મારે. આજ.

કસ્તુરીની બીંદી તે કરૂં નહિ,
કાજળના આંખમાં અંજાવું મારે. આજ.

કોકિલાનો શબ્દ સૂણું નહિ,
કાગવાણી શકુનમાં ન લાવું મારે. આજ.

નીલાંબર કાળી કંચુકી ના પેરૂ,
જમુનાના નીરમાં ન ન્હાવું મારે. આજ.

મરકટ મણીને મેઘ દૃષ્ટે ન જોવા,
જાંબુ વંત્યાક ના ખાવું મારે. આજ.

દયાના પ્રીતમ સાથે મુખે નીમ લીધા,
પણ મન કહે જે પલકના નીભાવું મારે. આજ.

દયારામ

## પ્રેમદાન

વ્યોમ ધખે ને ધરણી તરસે,
ધમધમ મેહુલો વરસે;
વ્હાલમજી !
એવાં તે પ્રેમદાન દેશોજી કયારે ?

મુખડાંના મોહ ને દિલડાંના દાવા,
આખર છે હૈયું ઠગાવા;
વ્હાલમજી !
સાચાં તે પ્રેમદાન દેશોજી કયારે ?

નયન નયનમાં પ્રતિમા પલકે,
હૈડે પરમ રસ છલકે;
વ્હાલમજી !
મોંઘાં તે પ્રેમદાન દેશોજી કયારે ?

બેલું જગાડી અંધારને ભડકે,
વીજળી શું વાદળને પડખે;
વ્હાલમજી !
શૂરાં તે પ્રેમદાન દેશોજી કયારે ?

ગગન સુહાગી રહે શશિ દેહે,
અંતર સુહાગી છે સ્નેહે;
વ્હાલમજી !
મીઠાં તે પ્રેમદાન દેશોજી કયારે ?

ભરશે વિરાટ એક મુઠ્ઠીના દાને,
મુઠ્ઠીના ભેદ જે જાણે;

વ્હાલમજી !
ઊંડાં તે પ્રેમદાન દેશોજી ક્યારે ?

પગલે પગલે જ્યાં જ્યોતિનાં ફૂલો;
સૂર્યના માંડવ અણમૂલો;

વ્હાલમજી !
ઊજળાં તે પ્રેમદાન દેશોજી ક્યારે ?

શ્વાસે શ્વાસે છે આ જીવનનાં આણાં.
ભરતીનાં મોજાં ભરાણાં;

વ્હાલમજી !
હૈયાં તે પ્રેમદાન દેશોજી ક્યારે ?

અરદેશર ફરામજી ખબરદાર

## નિમંત્રણ

ગરબે રમવાને બ્હેની ! આવજો રે લોલ,
ઉરમાં ભર્યા છે ઉલ્લાસ, રાસ ખેલવા રે લોલ,
વ્હાલી બ્હેની ! આજ સહુ આવજો રે લોલ. (ટેક.)

(સાખી) કોટિકલા શશિઅર થશે સ્મિતભર વસ્તુ જાત.
અમિત લલિત શોભાભરી શરદ પૂનમની રાત !

શુભ્ર શી નિશા છે ભવ્યતા ભરી રે લોલ !
કુંડળે ફરીને સખિ સાથ ખેલ ખેલશું રે લોલ.
વ્હાલી બ્હેની ! આજ સહુ આવજો રે લોલ.

(સાખી) કુસુમિત વન ઉપવન થયાં વાતો ત્રિવિધ સમીર,
પોયણી પ્રેમથી ખીલતી, સ્વચ્છ સરોવર નીર !

ચાંદની ખીલે છે ચારૂ કુંજમાં રે લોલ,
રંગમાં રમીશું રસરાસ રસિકા મળી રે લોલ,
વ્હાલી બ્હેની ! આજ સહુ આવજો રે લોલ.

(સાખી) ગોસ્તનીનાં ઝુમખાં લચ્યાં રમ્ય લીલી શી કુંજ
લીલી વલ્લી લવંગની, એલચી શી સુખ પુંજ

મંદ મંદ પુષ્પ શી સુરભિસ્રવે રે લોલ !
રંગમાં રમીશું રૂડી રેણુ રળીઆમણી રે લોલ,
વ્હાલી બ્હેની ! આજ સહુ આવજો રે લોલ.

(ખી) કસ્તુરી કાજળ ભેળીને અંજન આંજી બેશ,
નૂપુર ઘુઘરી ઘમકતી સામ્ય સુહાગન વેશ !
કંકણો સૌભાગ્યનાં કરે ધરી રે લોલ,
કેસરી કુંકુમ કેરી આડ ભાલ ટીલડી રે લોલ,
વ્હાલી બ્હેની ! આજ સહુ આવજો રે લોલ.

(ખી) શણગારો સૌ એ સજી મુગ્ધા સહીયરવૃંદ.
અંગે અંગ ઉમંગથી માણશું પરમાનંદ !
પોપટી પટોળી નવલી ધરી રે લોલ,
ઉરમાં એકાવળ મુક્તાહાર, સહુ કોડામણી રે લોલ.
વ્હાલી બ્હેની ! આજ સહુ આવજો રે લોલ.

(ખી) ઉજ્વળ ચાંદની દૂધ શી ! ઉજ્વળ ઝાંઝર રૂપ.
ઉજ્વળ જળ કાસારનું, ઉજ્વળ અંગ અનૂપ !
કેશ પાશ કૈંક કુસુમે ગુંથી રે લોલ,
ચંચળા કુજીશું નવ ગાન કોકિલાસ્વરી રે લોલ,
વ્હાલી બ્હેની ! આજ સહુ આવજો રે લોલ.

(ખી) સુખસાગર શાન્તિ ભર્યાં સખિમંડળની સાથ,
સૌખસુધા શુભ શી સ્રવે ! સ્નેહી સર્વ સુજાન,
ધન્ય ! પ્રેમ પીશું સખિઓ બધી રે લોલ !
પ્રીતથી પીવાડી પ્રિયપાન પ્રેમ પૂણ્યનું રે લોલ,
વ્હાલી બ્હેની ! આજ સહુ આવજો રે લોલ.

વાસુદેવ રામચંદ્ર શેલત

## નજુ

ફૂલવાડીમાં દીપડો નજુ ! બાગવાડીમાં દીપડો !
ચાલોને દીપડો જોવા જઈએ રજપુતડા.

તારી માતા તને વારતી નજુ ! તારી માના તને વારતી,
વેરવીના સંગડાં છોડી મેલજે રજપુતડા.

ઘરડાં માબાપ છે નજુ ! ઘરડાં માબાપ છે !
ઘરડાં માબાપની દયા લાવજે રજપુતડા.

એકલીયો વીર છે નજુ ! એકલીયો વીર છે,
એકલીયા વીરની દયા લાવજે રજપુતડા.

પરદેશણ બેન છે નજુ ! પરદેશણ બેન છે,
પરદેશણ બેનની દયા લાવજે રજપુતડા.

નાની તારી નાર છે નજુ ! નાની તારી નાર છે,
નાનીના જલમારા* કેમ જાશે રજપુતડા:

ઉગમણા ઓરડા નજુ ! ઉગમણા ઓરડા.
આથમણા ખંડના તારા પડદા રજપુતડા.

બારસે બંદુક છે નજુ ! બારસે બંદુક છે,
તેરસે તરવારનો દીપડો માર્યો રજપુતડા.

લોકગીત

---

* જનમારા

# આજની ઘડી

ધન્ય આજની ઘડી રળીયામણી,
મારો વ્હાલો આવ્યાની વધામણી; હોજીરે.
આજની ઘડી રળીયામણી.

હું તો મોતીડાના ચોક પૂરાવતી,
મારા વ્હાલીડાની આરતી ઉતારતી; હોજીરે.
આજની ઘડી રળીયામણી.

અમો ગ્યાંતાં વ્હાલમજીને વારણે,
મ્હેતા નરસિંહના સ્વામિ ઉભા બારણે હોજીરે.
આજની ઘડી રળીયામણી

નરસિંહ મહેતા

## સખીને



બની સૌભાગ્યવતી સજની ! શ્વસુર (ગૃહ) શોભાવજે હો બ્હેન !
ઉભયકૂળ તારજે હો બ્હેન !

સીતારામ શાણી બની સજની ! શિયળ સંભાળજે હો બ્હેન !
પતિવૃત પાળજે હો બ્હેન !

દ્રૌપદી સમ દુઃખ દારૂણ સ્હેજે:
દમયંતીનો દૃષ્ટાંત તું લેજે:

સુખે-દુઃખે સાવિત્રી સમ શિરછત્ર સદા સંભાળજે હો બ્હેન !
પતિવૃત પાળજે હો બ્હેન !
ઉભયકૂળ તારજે હો બ્હેન !

પ્રેમી પ્રધાન પતિની થાજે:
રંભા બની રતિ સમયે ન્હાજે:

સેવિકા થઇ સ્વામિની સજની ! સુખદ સંસાર સુહાવજે હો બ્હેન !
નેહે નિભાવજે હો બ્હેન !
પતિવૃત પાળજે હો બ્હેન !
શિયળ સંભાળજે હો બ્હેન !
ઉભયકૂળ તારજે હો બ્હેન !

બની સૌભાગ્યવતી સજની ! શ્વસુર (ગૃહ) શોભાવજે હો બ્હેન !
સીતા સમ શાણી બની સજની ! શિયળ સંભાળજે હો બ્હેન !

પતિવ્રત પાળજો હો બ્હેન !
ઉભયકુળ તારજો હો બ્હેન !
સુખદ સંસાર સુહાવજો હો બ્હેન !
નેહે નિભાવજો હો બ્હેન !

ગૌરવ તું ગૃહિણીનું કરજો:
સ્વજન શિખામણ હ્રદયે ધરજો:

અંતરમાં ઉલ્લાસ ધરી સખી ! જગત્ હિત ધારજો હો બ્હેન !
ઉભયકુળ તારજો હો બ્હેન !
પતિવ્રત પાળજો હો બ્હેન !
શિયળ સંભાળજો હો બ્હેન !
સુખદ સંસાર સુહાવજો હો બ્હેન !
નેહે નિભાવજો હો બ્હેન !

.ની સાભાગ્યવતી સજની ! શ્વસુર (ગૃહ) શોભાવજો હો બ્હેન !
ીના સમ શાણી બની સજની ! શિયળ સંભાળજો હો બ્હેન !
પતિવ્રત પાળજો હો બ્હેન !
ઉભયકુળ તારજો હો બ્હેન !
સુખદ સંસાર સુહાવજો હો બ્હેન !
નેહે નિભાવજો હો બ્હેન !
જગત્હિત ધારજો હો બ્હેન!*

**ચન્દુલાલ પુરુષોત્તમ મ્હેતા**

* લગ્ન પ્રસંગે ગવાઈ શકાશે.

# ઝૂંપડી

સંતોની ઝૂંપડી કબૂલ રે, રાણાજી ! મ્હારે. સાધુની.
નથી જોઇતાં, રાણા ! પલંગ બીછાનાં ત્હારાં,
સાધુની કામળી કબૂલ રે, રાણાજી ! મ્હારે. સંતોની.
નથી રે જોઇતાં, રાણા ! મ્હેલ ઝરૂખાં ત્હારાં,
સંતોની ઝૂંપડી કબૂલ રે, રાણાજી ! મ્હારે. સાધુની.
નથી જોઇતાં, રાણા ! હીરનાં ચીર ત્હારાં,
સાધુની કન્યા કબૂલ રે, રાણાજી ! મ્હારે. સાધુની.
નથી જોઇતી, રાણા ! મોતીની માળા ત્હારી,
તુળસીની માલિકા કબૂલ રે, રાણાજી ! મ્હારે. સાધુની.
નથી જોઇતાં ત્હારાં, તેલ ચંપેલ મ્હારે,
ગોપીચંદન આગળ સૌ ડૂલ રે, રાણાજી ! મ્હારે. સાધુની.
નથી જોઇતાં મ્હારે, ગાન ને તાન ત્હારાં,
હરીનું ભજન મારી ધૂન રે. રાણાજી મ્હારે. સાધુની.
નથી જોઇતાં મ્હારે રાજ ને પાટ ત્હારાં,
મનડામાં રામ રૂમઝમ રે રાણાજી મ્હારે. સાધુની.
જીવન સર્વસ્વ મ્હારૂં, પાતળીઓ પ્રાણ મ્હારો,
ત્યાં શું તારા વૈભવનું મૂલ રે,
દીધો જનમ મ્હારો છે વસૂલ રે, રાણાજી મ્હારે. સાધુની.
ક્ષણિક વૈભવમાં રાણા ! ભલે તું રહેને ફૂલ્યો,
હરીનામ મારે સુખ કબૂલ રે, રાણાજી મ્હારે. સાધુની.

સૌ. **બબી બ્હેન**

## ફૂલડાંકટોરી

ચન્દ્રીએ અમૃત મોકલ્યાં, રે બ્હેન !
ફૂલડાંકટોરી ગૂંથી લાવ,

જગમાલણી રે બ્હેન !
અમૃત અંજલિમાં નહિ ઝીલું, રે બ્હેન !

અંજલિમાં ચાર–ચાર ચારણી, રે બ્હેન !
અંજલિએ છૂંદણાના ડાઘ :

જગમાલણી રે બ્હેન !
અમૃત અંજલિમાં નહિ ઝીલું, રે બ્હેન !

ઝીલું નહીં તો ઝરી જતું, રે બ્હેન !
ઝીલું તો ઝરે દશ ધાર :

જગમાલણી રે બ્હેન !
અમૃત અંજલિમાં નહિ ઝીલું, રે બ્હેન !

ફૂલડામાં દેવની હથેળીઓ, રે બ્હેન !
દેવની કટોરી ગૂંથી લાવ :

જગમાલણી રે બ્હેન !
અમૃત અંજલિમાં નહિ ઝીલું, રે બ્હેન !

ન્હાનાલાલ દલપતરામ કવિ

## સૂતરને તાંતણે હો: બ્હેન !

સૂતરને તાંતણે હો: બ્હેન !
ચાલે સંસારી ઘરસૂત્ર,
ધરિયે સ્હાગી મંગલસૂત્ર.
ચાલે લલિત સુદર્શન ચક્ર,
ધરિયે માત્ર સ્વદેશી વસ્ત્ર—
સૂતરને તાંતણે હો: બ્હેન !
ચાલે નવજીવનનાં તંત્ર,
ધરિયે મનમોહનના મંત્ર,
ચાલે સ્વરાજ્યના એ સંઘ,
ધરિયે સ્વતંત્રતાના રંગ—
સૂતરને તાંતણે હો: બ્હેન !
ચાલે સતિયાના સંબંધ,
ધરિયે પ્રેમળ પ્રાણસુગન્ધ,
ચાલે ચમક સ્વદેશે હાલ,
ધરિયે તિલક વીરને ભાલ
સૂતરને તાંતણે હો: બ્હેન !
ચાલે ભક્તહિતે ભગવન્ત,
ધરિયે છત્ર દીનને અનન્ત,
ચાલે સરલ જીવિત બલવન્ત,
ધરિયે જગને હૈયે હિન્દ !
સૂતરને તાંતણે હો: બ્હેન !

"લલિત"

# સખીને આમંત્રણ

ચાલોને સહિયર ! ઉન્નત જીવનજલ ઝીલવાને જઇએરે !
પુણ્ય સલિલ અવગાહનથી, સખી અંતર પાવન થઇએરે !
ચાલોને, સહિયર—

પ્રભુના ગિરિથી અવતરે શાંત સદાશિવ નીર,
શમવે મનુકુલ તાપને છાયા તરુવર તીર;

શીતલ સામ્ય સુધારસ, સુંદરી ! રેલી રહ્યા જઈ લઇએરે !
ચાલોને, સહિયર—

સુટિક વિશદ વરસી રહ્યા સુર સરિતાના ધોધ:
લલિત કરી કલાંતાત્મને પ્રેરે પ્રાણ પ્રબોધ ?

સાડી સમે, સખી ! સ્નેહ સુરંગીઃ વારી પરસ્પર દઈએરે !
ચાલોને, સહિયર ! ઉન્નત જીવનજલ ઝીલવાને જઈએરે !

મણિશંકર રત્નજી ભટ્ટ

# એક ગીત

આવો આવોને, બ્હેનાં સુજાણ ! રસઝરણાં ઝરતાં:
કાંઇ ગાવોને ગીતડાં અનામ પ્રભુતાને વરતાં !
વિદ્યા વિનયની વાર્તા વદંતાં,
ઝીલતાં નવરંગ તાળી રે:
સ્નેહલ સુહાગી મૃદુ હૈડાં મીલવતાં
લ્હાશું અમીમય લ્હાણી:
પ્રભુતાને વરતાં:
સેવા, જનહિત ને કુટુમ્બ માયા
લેતાં જીવનવ્રત ઓર રે:
ઉરપ્રાણ પોષી પ્રકાશ તણે પંથે
જીવશું ને જીતશું સજોડ:
પ્રભુતાને વરતાં:
માતાપિતા ને આચાર્ય અતિથિ
પૂજંતાં દેવનાં એ રૂપરે:
સંત મહંતની છાયામાં નીશદિન
ગર્જીશું પ્રાર્થન અનુપ:
પ્રભુતાને વરતાં:
આવો આવોને, બ્હેનાં સુજાણ ! રસઝરણાં ઝરતાં:
કાંઇ ગાવોને ગીતડાં અનામ પ્રભુતાને વરતાં:

સૌ. કનુબ્હેન દવે

## મીઠડાં જીવન લ્યો, જીવન લ્યો !

મીઠડાં જીવન લ્યો, જીવન લ્યો !
લ્યોને ભરતભૂમિની નરનાર રેઃ—મીઠડાં૦

ઝરે વેગે ઝળકન્તાં ને ઉજળાં,
ધર્મધેનુનાં દૂધ અમિધાર રેઃ—મીઠડાં૦

ધેન સેવે શ્રી સ્વામિનીજી સોહ્યલાં,
નીરે પંડે પ્રભુજી જળચાર રેઃ—મીઠડાં૦

ગોપગોપિકા ઝિલન્ત દૈવી તેજીલાં,
કનકકળશે વહે અનન્ત ધાર રેઃ—મીઠડાં૦

રસઝરણે કુંજનવન ભીંજીયાં,
સર્યા કાલિન્દીમાં સુધાસાર રેઃ—મીઠડાં૦

સકળ વિશ્વમાં વિલ્લોલ રમે રંગીલાં,
લહે પાન એનું જીવન અમરપાર રેઃ—મીઠડાં૦

પીયો પારસી ઇસ્લામી, આર્ય બાલુડાં,
પ્રીતે બ્રીટનનાં પીજો કુમાર રેઃ—મીઠડાં૦

પૂર વ્હેણે ઝુલેલ ઉરફૂલડાં,
નન્દનન્દન કંઠે સુહાય હારરેઃ—મીઠડાં૦

રામમોહનરાય જશવંતરાય

## મારૂં મન લીધું રે લટકે

લીધુંરે લટકે, મારૂં મન લીધુંરે લટકે,
વંદ્રાવનમાં વેણુ વગાડે,
વાંસ તણે કટકે મારૂં મન લીધું રે લટકે.
ગાતર ભંગ કર્યા ગિરધારી;
અમને મારયાં છે ઝટકે, મારૂં.

પાટ પિતાંબર હરીએ પહેરયાં;
મોહી હું તો પીળુડે પટકે. મારૂં.

મીરાંબાઇ કહે પ્રભુ ગીરધરના ગુણ,
ચરણકમળ ચિત અટકે. મારૂં.

મીરાંબાઇ

# નિત્ય વસંત

મ્હોરે મ્હોરે રે, આમ્રમંજરી મ્હોરે,
ફોરે ફોરે રે, પીયુ અંતર ફોરે—મ્હોરે મ્હોરે૦

ઝાડ ઝાડી રે, ખીલ્યાં ફળફુલ ફાલે,
ગૃહવાડી રે, વિકસે વ્હાલમ વ્હાલે. મ્હોરે મ્હોરે૦

બોલે બોલે રે, પંખી સુરીલા સરોદે,
કંથ કલ્લોલે રે, હૈયું હરખે પ્રમોદે. મ્હોરે મ્હોરે૦

શીળી સોહે રે, ઠેર ઠેર નવિનતા,
નાથ નેહે રે, મ્હારે કશી નહિ ન્યૂનતા. મ્હોરે મ્હોરે૦

રંગ રસિયા રે, હેતપ્રીતના પૂર છે,
ઉર વસિયા રે, મ્હારા નયણાના નૂર છે. મ્હોરે મ્હોરે૦

વસંત પધારે રે, વર્ષે એકજ વારે,
પ્રતિ પ્રભુ પ્યારે રે, નિત્ય વસંતજ મ્હારે. મ્હોરે મ્હોરે૦

ચંદ્રકાન્ત મંગળજી ઓઝા

## ગ્રામ્ય જીવનની રમ્યતા

સહુ મજાવો કો ગ્રામ્યજીવનની રમ્યતા,
  મધુમધુરા જ્યાં કુદરતના આનન્દ જો !
કુંજે કુંજે કોયલના ટહુકારના,
  પડના ઉંડા અન્તરમાં પડછન્દ જો ! સહુમજાવો.
નિર્મળ જળભર વહેતી ચાં સરિતા સદા,
  જીવનપોષક કાંઠડતે તરુવૃન્દ જો:
એ તરુઓપર પંખીડાં કલ્લોલતાં,
  પ્રભુજીવનનાં ગાતાં મંજુલ ગીત જો ! સહુમજાવો.
શેરી શેરી રમતાં દુધમલ બાલુડાં,
  પાદર ગાવડીઓ સાથે ગોવાલ જો:
ગોરસભોની ગ્રહકું જે ગોવાલણી,
  વાછરડાંપર જે'નાં અનુપમ વ્હાલજો ! સહુમજાવો.
પનઘટપર પનિહારીસહ સાહેલડી,
  મારગડામાં અટકીને ઉભી રહે :
ભાળાં દિલની કરતી ભોળી વાતડી,
  ભૂલીને નિજ શિરપરેના ભારને ! સહુમજાવો.
ઘંટીઓનાં ઘેરાં ગીત સુણાય છે,
  નવચેતનભર ઉગતાં રમ્ય પ્રભાત જો:
મીઠા મીઠા ગાણી રહેતો રેંટીયો,
  ગ્રહ ઉદ્યોગે ગાંધીપુત્ર ગુજરાત જો ! સહુમજાવો.

## હરીરસ

રે ! હરીરસ—અમૃત લ્યો અમૃત લ્યો,
સરે સ્વર્ગધારાનાં ક્ષીર રે,
હરીરસ—અમૃત લ્યો અમૃત લ્યો. (ધ્રુવ)
ારસ કરતાં મોંઘો અમીરસ
મોંઘાં તેનાં મૂલ્ય રે, !
ીરા ! વધાવી વિશુદ્ધિને પ્યાલે
પ્રેરો પરમ મૂર્તિને મંદિર રે;
સરે સ્વર્ગધારાનાં ક્ષીર રે;
હરીરસ—અમૃત લ્યો અમૃત લ્યો—૦
રીના હૈયાનું મંથન અમૃત
આકાશ આંખથી રેલે રે,
વર્ગસદાવૃત સંસારે સ્થાપ્યાં
પીયો પીયો પ્રભુજીનાં નીર રે,
સરે સ્વર્ગધારાંનાં ક્ષીર રે;
હરીરસ—અમૃત લ્યો અમૃત લ્યો---૦
સ્વર્ગનાં ફૂલનું મધુ અમીરસ
દેવપટલમાં પ્રેર્યું રે,
વ્રજનવેદિ ને નૃત્યહવિયે
વહે વહે ચીરી નભચીર રે;
સરે સ્વર્ગધારાનાં ક્ષીર રે:
હરીરસ—અમૃત લ્યો અમૃત લ્યો—૦

મૂલજી દુલભજી વે:

# જગજૂની ઓળખાણ

જમનાને તીર નીર ભરવા હું ગઈ'તી,
મારગડે વીર એક મળીયો;
કે મારી અણજાણી ઓળખાણ રે !
માંડી આછેરી મીટ ર્‌હેની હું નીરખી,
નયનો નચાવે રંગરસીયો;
કે દીઠી અણદીઠી ઓળખાણ રે !

ઉરમાં તુફાન ઑર જામ્યું હું ઘેલી,
સામેથી મન્દ મન્દ હસીયો,
કે ખીલી અધઉઘડી ઓળખાણ રે !

નિરજન કાંઠે ભોળી હું બ્હાવરી,
ભાળીને એહ છેક ધસીયો;
કે ઘેલી ઉરઉઘડી ઓળખાણ રે !
કાંટો વાગ્યો એકઃ બીતી હું નમતી,
પાયે આવીને મૂક વસીયો;
કે મીઠી મનગમતી ઓળખાણ રે !
ભાનભૂલી જઇ ખોળે હું ઢળતી,
એવા અબોલડામાં ફસીયોઃ
કે જામી જગજૂની ઓળખાણ રે !

યશવંત સવાઈલાલ પંડ્યા

# દીન ઝૂંપડી !

માગશો ના, વીર ! માગશો ના;
આ દીન જનની ઝૂંપડીમાં
માગશો ના.
સ્નેહને સદ્‌ભાવ કેરા ફાળ બહુ ફાલ્યા:
સ્વારથની વાત અહિં કાઢશો ના.
આ દીન જનની૦
ત્યાગ અને સેવાની ભાવના અનેરી:
નફા—તોટાને સંભારશો ના.
આ દીન જનની૦
કર્મયોગ કેરી ઘેરી ઝડીઓ પડી રહી:
ફળની ઈચ્છાની પૂંઠે લાગશો ના.
આ દીન જનની૦
નિષ્કંચન આ ઝુંપડી બિચારી:
દ્રવ્યદાન માગી વ્રત ભાગશો ના.
આ દીન જનની૦
સ્નેહ સત્ય થકી ભરો પાત્રો તમારાં:
કુપાત્રે દાન કદી પામશો ના.
આ દીન જનની૦

સીતારામ જે. શર્મા

## પ્રિયસંયોગાર્જવ

લેખણ લાવી લખતી રે, કાગળ અક્ષર જોઈ જોઇને,
ઝાઝા થયા દહાડા રે, માટે વ્હેની મોહી મોહીને. ટેક.

અવર કામ સુઝતું નથી કાંઇ, રોતે ખુટે નહિં રેન,
આંસુ ભરતી દાસી જાયું, નથી સુખ ને નથી ચેન;
ખોટું ત્યારે સહુ ખોટું રે,
વહું પ્યારા રોઈ રોઇને: લેખણ લાવી.

દુઃખ દરિયે વેરી હું ભાખૂં, જો કદિ તીખાં વેણ,
ના પણ પ્યારા, હું પર ન્યારાં, ખારાં ન કરતો નેન;
શાણાંને બહુ ને શાનું રે,
જેવું શું મન લોહી લોહીને: લેખણ લાવી.

નુસ્યા શું ભામિની ભેળી થઈ કો, ભરમાવ્યા ભરથાર,
વિસારી ક્યમ મુકી તારી, રાંકડી રોતી નાર:
શાણાંને ચાબુક શાની રે,
રડવું શું ખોઇ ખોઇને: લેખણ લાવી.

સુની દેહ ને સુનું ભવન છે, સુનો સહુ સંસાર.
પ્રાણનાથ ગયે સઘળું સૂનું, ભીની પડે છે વિચાર;
પ્યારા તારી પાળી રે.
પીયે ન મૂકું દોહી દોહીને: લેખણ લાવી.

પીળે દીને હું પીળી પડી છું, જળવિણ વેલી સુકાય,
ત્યમ તારા વિરહે હું વ્યાકુળ, દુર્બળ દુઃખ ન સ્હેવાય;
શાણુંને બહુ તે શાનું રે,
સમજે બોલે સોહી સોહીને: લેખણ લાવી.

ડાલંડાલા ધરણી ચડી છે, ચાકને ડુબે નાવ,
વ્હાલાખલાસી એ વેરી વા મૂક, આવે સહાય કરી ભાવ;
ધરનાને તેડું ક્યાંનુ રે,
જોઉં મન પ્રોહી પ્રોહીને: લેખણ લાવી.

ભીમરાવ ભોળાનાથ દિવેટિયા

## આતમ રાસ

વાગે વાંસલડી ગેબી અનહદ નાદની રે !
જાગે આતમની ઉંડી કંઇ અભિલાષ,
રાગે લલકારી શી મુરલી સ્વર્ગી સાદની રે ! ટેક.

આજે ઉઘડયાં અંબરે પૂર્વ દિશાનાં બાર,
તારલીયો ટપકી રહ્યો ઝગમગ જ્યોતની બાર.
આજે અજવાળાં અમ આતમને આંગણે રે,
ગાજે ભેરી નોબત આગમની ગુરૂ રાય,
વાજે દુંદુભિ વાજાં, દૈવી ઝાંઝર ઝણઝણે રે. વાગે.

વિરાટ ને વ્યક્તિ અહા ! સૃષ્ટિ ને સૃજનાર,
રાસ રસાળ રમી રહ્યાં, હૃદય હૃદય થનકાર.
એવો રઢીયાળો રાસ મચાવા આવતા રે,
પ્રભુનાં ચરણકમળને ચાંપી હૈયા સાથ,
ભેટા બંધુભાવે અંતરમાં પધરાવતા રે. વાગે.

નિર્મળ જે નરમાશમાં, દૃઢતામાં દિલદાર,
નિર્ભય ભક્તિભાવમાં, તો નટવર–દેદાર.
લ્હાવો દર્શનનો લેવા નટવરનાથનાં રે,
આવો રાસ રમાડું સેવા કાજ સમાજ,
આતમ વીસરવો છે પરમારથનાં કામમાં રે. વાગે.

વિઠ્ઠલરાય યજ્ઞેશ્વર આવસત્થી

# ફરી એ બંસી સુણાવ !

ફરી એ બંસી સુણાવ !
કન્હૈયા ! ફરી એ બંસી સુણાવ ! ધ્રુવ૦

ગોકુળના ગોરસ પ્રેમી હો !
રસ મધુ–મધુરો ભાવ:
સ્નેહભાવ સાદાઈ ગાઈ,
મોહ મૂકાવી જગાવ:
કન્હૈયા ! ફરી એ બંસી સુણાવ !

મધુવન સૂનું–એક સૂનું છે,
વ્રજ રસહીન છે સાવ:
મધુબંસી ફરીથી બજવીને,
એ રસરેલ જમાવ:
કન્હૈયા ! ફરી એ બંસી સુણાવ !

ધર્મ ધેનુના ગોપરાજ હો !
ગો–સેવા સહુ ભજાય !
કર્મયોગનો પાઠ ભૂલ્યાંને,
ફરી ઓ વીર ! ભણાવ:
કન્હૈયા ! ફરી એ બંસી સુણાવ !

ભરત–કુંજમાં મોહન ! વળીએ,
ચેતનસૂર રણકાવ:

ધર્મ રક્ષણાર્થે—પુરૂષાર્થે,
પ્રાણતંત્ર ઝણકાવ:
કન્હૈયા ! ફરી એ બંસી સુણાવ !

કૌરવદળ સ્હામે ઝૂઝવું છે,
પાંડવ મા ગભરાવ:
સ્વરાજ્યને રથ સારથી થઇને,
ધર્મ યુદ્ધ જીતાવ:
કન્હૈયા ! ફરી એ બંસી સુણાવ !

રમણીકલાલ કીશનલાલ મ્હેતા

## નણદલ

આંબલિયે કોયલના ટહુકાર,
કે પંચમ સુરના રે;
એવા મીઠા મંજુ ઝરતા રણકાર,
કે નણદલ ઉરના રે.

બગીચે સીંચ્યે સુરભિ ગુલાબ,
કે હૈયું ઠારતી રે;
નણદલ અંતરની ફુલ છાબ,
કે સુવાસ પ્રસારતી રે.

ચંદ્રની ચંદ્રીના ચમકાર,
કે ચોકમાં શોભતા રે;
નણદીની પાંપણના પલકાર,
કે દિલડું લોભતા રે.

નર્ત્તન કરતા મસ્ત મયૂર,
કે સોળ કળાયલા રે;
નણદલ ઠમઠમ પાય નુપૂર,
કે ભિતર ભીંજવે ભલાં રે.

મીટે મીટ મરકલડાં મલકાય,
કે નણદી નેહથી રે;

આજાં આજા કામણગારાં થાય,
 કે નણદી સ્નેહથી રે.

હસે, મુખ મોતીડાં વેરાય,
 કે ભભક ઝરે ભાલથી રે;

ભાભી પર પ્રાણ વારણે જાય,
 કે નણદલ વ્હાલથી રે.

ચન્દ્રકાંત મંગળજી ઓઝા

## ઝીણાં ઝરમર વરસે મેહ

ઝીણા ઝરમર વરસે મેહ, રજની રાચે છે.
બની પાવન અવની દેહ, અવની નાચે છે.

રૂમ ઝુમ ભમતી ધરણી લાડે, મધુર ઉછાળે વાસરે,
દિવ્ય પ્રેમનાં બાળક મધુરા ઝીલી ધરે ઉલ્લાસ. રજની .

મલપતો વાયુ મલકતો ધીરો, સ્વચ્છની રમે રાસરે;
કુમળાં સલુણાં વિમળાં હૈયાં, નૌતમ વેરે હાસ. રજતી. .

શશી અમી ગળતું આછે વાદળ, ઝગતું અવની એકેરે;
હૈયાં અવનિ રસીયાં જનની લેતી નવ નવ રંગ. રજની ...

પ્રભૂ રસ લસબસ ધન ઘુમ્મરથી સહતા પ્રણયી પવનરે.
સજાત જોડાં પાતાં પીતાં તરતા અદ્‌ભુત તાન. રજની ...

વસન્ત વિનોદી

# સિદ્ધિદાઇ માતને

પ્રેમે પ્રણામું મ્હારી સિદ્ધિદાઈ માતને,
ભક્તિ—કવચ ધારી હૃદય મ્હાંય—હો સાહેલડી.
રક્ષા કરીને માત અભયદાન આપશે,
સાચી એક આરાસુરીની સ્હાય—હો સાહેલડી.
પ્રેમે પ્રણામું મ્હારી સિદ્ધિદાઇ માતને.

શા માટે દીનતાનો શબ્દ હું હવે કરૂં
આથ જગ—માતની છે મારે—હો સાહેલડી.
મધુર સ્વરે શાન્તિ દઇ સ્નેહ પિયૂષ પાઇને,
શક્તિ મંત્ર શિખવીને તારે—હો સાહેલડી.
પ્રેમે પ્રણામું મ્હારી સિદ્ધિદાઈ માતને.

શાથી વધાવું એવાં સર્વ વ્યાપી માતને,
શાની છે ન્યૂન માને દ્વાર—હો સાહેલડી.
હૃદય તણી શુદ્ધ ભક્તિ ભાવના છે ભોગી એ
અર્પે દીપક સ્નેહ કુસુમમાળ—હો સાહેલડી.
પ્રેમે પ્રણામું મ્હારી સિદ્ધિદાઈ માતને.

સૌ. દીપકબા દેસાઇ.

# જીવનની શોભા

થાતું સુગુણ શૃંગાર, સખી ! એ તો શોભા જીવનની;
સદ્‌ગુણનો ઝણકાર, સખી ! એ તો જ્યોતિ ચેતનની;
કંટકમાં પણ શું ખીલ્યું ! પેલું રમ્ય ગુલાબ,
તેમ સખી ! ખીલવું ઘટે, હોય છોને વ્યવહારનો દાબ. સખી૦

નિર્મલ નિર્ઝર સમ બની, વહેવું આ સંસાર,
શિતલ રસ બસ રાખવા, નિજ કુટુંબ તણાં નરનાર—સખી૦

પથરા—માટીમાં રહી બનતું રત્ન અમૂલ્ય,
એમાં સુશિલ સ્ત્રી તણું, જાણવું કાંઇ સાચું મૂલ્ય—સખી.

જડ તારો આંગળીવડે, જેમ કરે રણકાર,
ક્લિષ્ટ હોય વ્યહવાર પણ તેમાં ભળી કરો રસ-ઝણકાર-સખી.

નીતિ પ્રીતિને વળી, વિદ્યાથી શોભાવો,
પ્રભુની સેવા જાણીએ, પ્રભુ ચીંતી પ્રભુમય થાઓ—સખી.

જયંતિદેવા

## અનિલ ! તું કહેજે

અનિલ તું કહેજે સંદેશો સ્વરાજ્યનો,
ગૃહે ગૃહે તું કહેજે સંદેશો સ્વરાજ્યનો;
પૂર્વ ને પશ્ચિમ પડયા ભારતનાં બાળ જે,
ઉત્તર ને દક્ષિણે વસેલી આર્ય શક્તિને,
ભૂગર્ભમાં ને વ્યોમમાં વિહારી હિન્દ શક્તિને—કહેજે.

આર્ય જૈન પારસી આ વિશ્વમાં પ્રખ્યાત છે,
હિન્દ દેવી ખોળે રમે ગૌર ખ્રિસ્તી ભ્રાત છે;
હિન્દુ મુસલમાન શીખ ભારતી સંતાનોને—કહેજે.

સ્વરાજ્યને હિંદોળે હિન્દબાળને હિંચાવજે,
આર્ય પત્નિઓને પાઠ ત્યાગના પઢાવજે,
સ્વરાજ્ય ભેરી નાદે ભારત વીરને જગાડજે—કહેજે.

પ્રેમ શૌર્ય હર્ષ આશને પ્રકાશ નેણમાં,
વિવેક સત્ય ન્યાય ને માધુર્ય હશે વેણમાં,
ઐક્ય ત્યાગ સંયમોના ધર્મને સમજાવજે—કહેજે.

"અજ્ઞાત"

## કુંથનો પંથ

અમે પંથ સખિ ! કુંથનો તો પૂછીએ રે લોલ,
પ્રેમપૂર્ણ પતિદેવને પીછાનીએ રે લોલ. અમે૦

સ્વર્ગ સુખથી સંસારને શોભાવીએ રે લોલ,
પ્રેમ ભાવનાની ચેતના જગાડીએ રે લોલ. અમે૦

અમે આંગણાં આનંદે અજવાળીએ રે લોલ,
ભેદ ભાવનાની ભેખડોને ભાંગીએ રે લોલ. અમે૦

પતિ ઇશ્વર છે એમ સદા માનીએ રે લોલ,
મન–મંદિરે મોહનમૂર્તિ માંડીએ રે લોલ. અમે૦

સદા સંપથી કુસંપ બીજ ફેડીએ રે લોલ,
વિશ્વવાડીમાં વિનોદવારિ સીંચીએ રે લોલ. અમે૦

નાથ નયણાનું નૂર નિત્ય માનીએ રે લોલ,
નાથ નચવે તો નિત્ય તેમ નાચીએ રે લોલ. અમે૦

કાન્ત કોપતાં કદિ ન કોપ કીજીએ રે લોલ,
નવલ નેહથી હા ! નાથને નીહાળીએ રે લોલ. અમે૦

ભાવ ભભરાવી ભીડને ભગાડીએ રે લોલ.
જગે જળહળતી જ્યોતને જગાડીએ રે લોલ. અમે૦

સત્સ્નેહને સદૈવ સખિ ! સ્થાપીએ રે લોલ,
વિષ વિશ્વનું વિલાસી વ્હાલ વર્જીએ રે લોલ. અમે૦

સુરલોકના સંદેશ અમે ઝીલીએ રે લોલ,
સ્નેહ ગંગામાં સ્નાન કરી રાચીએ રે લોલ. અમે૦

પતિ પ્રેમની પ્રસાદી પૂર્ણ પામીએ રે લોલ,
ભક્તિભાવ ભરી ભુરખી ભભરાવીએ રે લોલ. અમે૦

ગાઇ ગાનને ગૃહાંગણાં ગજાવીએ રે લોલ,
પૂંજી પાપની પ્રજાળી પ્રાણ અર્પીએ રે લોલ. અમે૦

મણિશંકર અંબાશંકર વ્યાસ

## અમારી પર્ણકુટી

શી સુન્દર ને સુખકાર અમારી પર્ણકુટી,
થઈ રહે સ્વર્ગ સંસાર, મલિનતા દૂર બધી;
મંદ વહે જ્યાં ઉજ્જવલ નિર્ઝર,
અભ્ર લઇ ઉત્સંગ રે,
આયુવર્ધક મીઠો વાયુ,
સૂર્ય કરે છે સ્વચ્છ પ્રવેશી પર્ણકુટી. શી સુન્દર૦

શરીર મનને બાળતી ચિન્તા
રહે આ વાસથી દૂર રે,
ક્લેશ સહુ આવેશભર્યાથી,
સતત રહેછે મુક્ત અમારી પર્ણકુટી. શી સુન્દર૦

શાન્તિ અનુપમ મળતી અહિંયાં,
મન રહે છે સંતુષ્ટ રે,
પ્રેમ વસે છે સહુને અન્તર,
દેવકૃપાથી પૂર અમારી પર્ણકુટી. શી સુન્દર૦

કપટ અને કો દુર્બુદ્ધિનો,
નહિ અહિંયાં સત્કાર રે,
પાપ તણો નહિ પ્રવેશ કિંચિત્
એવી પરમ પવિત્ર અમારી પર્ણકુટી. શી સુન્દર૦

સન્માર્ગે જે ચાલે તેને,
આ દુનિયા છે સ્વર્ગ રે,
ઐહિક સુખની ગણના ઓછી,
તેને આપે બોધ અમારી પર્ણકુટી. શી સુન્દર૦

ડાહ્યાભાઇ લક્ષ્મણભાઈ પટેલ

## પૂર્ણિમા પાછી ઉગીરે !

સોળ સોળ પાંખડીનાં કમળ એ મંગાવ્યાં,
ગણતાં દિવસ હું તો થાકી:
કે પૂર્ણિમા પાછી ઉગીરે !

તોડું હું રોજ એક પાંખડી એ કમળની,
આજે રહી છે એ બાકી:
કે પૂર્ણિમા પાછી ઉગી રે !

વ્હાલા ! વીતી ગયો આવવાનો વાયદો,
વિરહ શકું ન હવે સાંખી ?
કે પૂર્ણિમા પાછી ઉગી રે !

શીળો સમીર યે ન લાવે' સન્દેશડા,
નેડા રહી છું તોય રાખી:
કે પૂર્ણિમા પાછી ઉગીરે !

જોતી ઉભી હું વાટ કાલિન્દીને કાંઠડે,
જાણ્યું થશે તમ ઝાંખી !
કે પૂર્ણિમા પાછી ઉગીરે !

જળમાં પડેલ ચન્દ્રબિમ્બ ગણી પ્રિયમુખ,
પૂજવા બે પાંખડીઓ નાંખી :
કે પૂર્ણિમા પાછી ઉગીરે !

જનાર્દન પ્રભાસ્કર

## જોગીરાજ

જોયા જગત્ ઘૂમી એક જોગીરાજને,
પુરાતન ભારતને ચોક અલબેલડી!
જનનીએ દીધ એવા એક જોગીરાજને,
જગવ્યા જેણે ચૌદ લોકઃ અલબેલડી! જોયા.

કરણે સુણ્યા'તા સાચા એક જોગીરાજને,
મુખડે જેને બ્રહ્મબોલઃ અલબેલડી!
હૃદયે પૂજ્યા'તા પૂજ્ય એક જોગીરાજને,
તપના ત્રિખંડ રવિ તોલઃ અલબેલડી! જોયા.

જાણ્યા'ના જીવી જીવન એક જોગીરાજને,
ભર્યા અમૃતે જેના ઉરઃ અલબેલડી!
નિરખ્યા, એ પરખ્યા મુજ દેશ જોગીરાજને,
નયણે જેને વીજ—નૂરઃ અલબેલડી! જોયા.

દીઠા સખી! મીઠા એવા એક જોગીરાજને,
બુદ્ધશો વિશુદ્ધ દયારંભઃ અલબેલડી!
જાણ્યા, મન માન્યા તપ--સિદ્ધ જોગીરાજને,
જીવને ગૂંથેલ કૃષ્ણપ્રેમઃ અલબેલડી! જોયા.

રસના અખંડ રટે એક જોગીરાજને,
નીતિમાં રામના નિવાસઃ અલબેલડી!
શ્વાસે વસાવ્યા રૂડા એક જોગીરાજને,
ઝીલ્યા જનકશા સંન્યાસઃ અલબેલડી! જોયા.

જીવને જડેલ સખી ! એક જોગીરાજને,
બ્રહ્મચર્યે ભીષ્મ ભડવીરઃ અલબેલડી !
મર્ત્યપુરીમાં અમર એક જોગીરાજ એ,
સત્યે હરિશ્ચન્દ્ર—હીરઃ અલબેલડી ! જોયા.

દેહે મઢેલ દેવ એક જોગીરાજ એ,
ચરિતે સુવર્ણશા વિશુદ્ધઃ અલબેલડી !
ધર્મે ધેનુંશા નમ્ર એક જોગીરાજ એ,
શૌર્યે સિંહણુ પીધ દૂધઃ અલબેલડી ! જોયા.

શાને પૂંજીશું સખી ! જન્મ—જોગીરાજને !
ગ્રોળ્યાં કુંકુંમ કનકથાળઃ અલબેલડી !
શાને વધાવશું એ વિશ્વ—જોગીરાજને !
ગુંથી નભતારકની માળઃ અલબેલડી ! જોયા.

જોગી·પરભોગી લુખાં ભુષણે નારાજ છે.
જોગીને વ્હાલો જીવનભોગઃ અલબેલડી !
મુક્તિને પન્થ મળ્યા એક ગાંધીરાજ એ,
માનવઉરમન્દિરને ચોકઃ અલબેલડી !
જોયા બ્રહ્માન્ડ ઘૂમી એક જોગીરાજ એ.

કેશવ હ. શેઠ

# મ્હારી ન્હાનકડી નણંદ

મ્હને વ્હાલી વ્હાલી બહુ મ્હારી રે, નણદી ન્હાનકડી ન્હાનકડી.
ના હું ધરાઉં હૈયે ધારી રે, નણદી ન્હાનકડી ન્હાનકડી.
રૂડાં રેડાં એનાં રૂપરંગ રે, નણદી ન્હાનકડી ન્હાનકડી.
ન્હાનાં નાજુક એનાં અંગ રે, નણદી ન્હાનકડી ન્હાનકડી.

(સાખી) મીઠા મીઠા બોલતી કાલા કાલા બોલ,
કામણગારા હાસ્યથી દેતી હર્ષ અતોલ.

ભલું ભોળું એનું છે મન રે, નણદી ન્હાનકડી ન્હાનકડી.
એને લાગે છે સૌ સ્વજન રે, નણદી ન્હાનકડી ન્હાનકડી.
એનું હૈયું હેતે ઉભરાય રે, નણદી ન્હાનકડી ન્હાનકડી.
જોઈ બીજાનું દુઃખ દુઃખી થાય રે, નણદી ન્હાનકડી ન્હાનકડી.

(સાખી) સૌને રાજી રાખતી કાંઇ કાંઈ કરીને ખેલ,
કદી કદી વળી ગભરાવતી કરી કરી ખોટા ફેલ.

એનાં તોફાન સૌ નિર્દોષ રે, નણદી ન્હાનકડી ન્હાનકડી.
એના ઘડીના હર્ષને રોષ રે, નણદી ન્હાનકડી ન્હાનકડી.
એના ઓરજ કાંઇ મીજાજ રે, નણદી ન્હાનકડી ન્હાનકડી.
સૌના ઉપર ચલાવે એ રાજ્ય રે, નણદી ન્હાનકડી ન્હાનકડી.

(સાખી) કંઠે વળગી કાનમાં લવતી કાંઈ કાંઈ બોલ,
સંદેશા નિજ વીરના કહીને કરતી ટોળ.

મ્હારૂં અમોલું એ છે રતન રે, નણુદી ન્હાનકડી ન્હાનકડી.
કરશું એનાં રૂડેરાં જતન રે, નણુદી ન્હાનકડી ન્હાનકડી.
મ્હારા પ્રભુ ! એ કારમું બાળ રે, નણુદી ન્હાનકડી ન્હાનકડી.
કરજો એને સુખી સૌ કાળ રે. નણુદી ન્હાનકડી ન્હાનકડી.

ચન્દ્રશંકર નર્મદાશંકર પંડ્યા

## ચંદા

રૂપેરી શી શોભી રહી ચંદા, સુનિર્મળ વ્યોમે સુખકંદા !
રૂપેરી૦

મિષે મિષે મુખ એ શી મલકાવે? તુજમાં પ્રિય માધુરી શી લાવે !
રૂપેરી૦

ધરી પટ વાદળીનો આડે, ક્ષણે ક્ષણે વેલી મદે લાડે. રૂપેરી૦

મીઠલડી કિરણુને શી અણસારે મિચવી એ કમળ–પોયણિ ઠારે !
રૂપેરી૦

ચકોરી સર્વાંગે શિરે ફુલી, પ્રકાશે પ્રવાહ વિષે ભુલી ! રૂપેરી૦

નિરખિ તું છબી તુજ મુજ મુખવે, રિસાવે હો કાં પ્રિવે દુઃખ–
દિલડે ! રૂપેરી૦

મીઠું હરિમુખડું રૂપાળું, કૃપા કર તૃષિત દૃગે ન્યાળુ ! રૂપેરી૦

હરિલાલ હર્ષદરાય ધ્રુવ

# ઘડૂલો

સુણજો સાહેલી! વાત મારે ઘડૂલો—
દિલનો મુજ દેવ હો હુલાવતી હું રે!
સંસારે એક સાથ મારે ઘડૂલો—
હેતે ભરેલ હો હુલાવતી હું રે!
સૂરજ ચાંદાની જાત મારે ઘડૂલો—
તારલે જડેલ હો હુલાવતી હું રે!
પૃથ્વી પાતાળ ભાત મારે ઘડૂલો—
સ્વર્ગ ચીતરેલ હો હુલાવતી હું રે!
પ્રાણનો પુરાણ નાથ મારે ઘડૂલો—
જ્યોતિ જ્વલંત હો હુલાવતી હું રે!
જીવતરનું લક્ષ્ય માત્ર મારે ઘડૂલો—
એને સંકેત હો હુલાવતી હું રે!
સુન્દર સૌભાગ્ય રાજ મારે ઘડૂલો—
ધરતાં શિરમોર હો હુલાવતી હું રે!
રહેજો અખંડ તાજ મારે ઘડૂલો—
આત્માનો કિરિટ હો હુલાવતી હું રે!

"અજ્ઞાત"

## શાને સતાવો છો શ્યામ ?

શાને સતાવો છો શ્યામ ?
અમથા ! શાને સતાવો છો શ્યામ !
નન્દજીના છૈયા મ્હારી મટૂકી નન્દાશે;
મહિ મ્હારું આવશે ન કામ:
અમથા ! શાને સતાવો છો શ્યામ !
શાને સતાવો છો શ્યામ ?
અમથા શાને સતાવો છો શ્યામ ?
મોંઘાં મૂલ્યનું છે મ્હારું મહિ તો મોહનજી !
મળતાં મનનાં માગ્યા મ્હારાં દામ:
અમથા ! શાને સતાવો છો શ્યામ !
શાને સતાવો છો શ્યામ ?
અમથા ! શાને સતાવો છો શ્યામ !
વેલા ગોવિન્દ મારું ગોરસ ઢંટાશે:
ચોળી ભીંજાશે મ્હારી આમ !
અમથા ! શાને સતાવો છો શ્યામ !
શાને સતાવો છો શ્યામ ?
અમથા ! શાને સતાવો છો શ્યામ !
જાવા દિયો માર્ગ મેલો મોહનજી !
મ્હારે ઘણું છે ઘેર કામ !
અમથા ! સતાવો છો શ્યામ !
શાને સતાવો છો શ્યામ ?
અમથા ! શાને સતાવો છો શ્યામ !

મન્જુલાલ પુરુષોત્તમ મ્હેતા

## રાજવણ

સખિ ! ધીરે-ધીરે પગ ધાર રે, રાજવણ રંગભીની !
ઘડી ઘેરાતી આંખડી ઉઘાડ રે, રાજવણ રંગભીની !
નવ જગની આ વાટડી નિહાળ રે, રાજવણ રંગભીની !
હ હૈયાનાં હેત જો ! હજાર રે, રાજવણ રંગભીની !

મધુર-મધુર મુખ મરકતો, ઉભો ઉરઆધાર;
કરમાં કર દઇ કોડથી

એની શીળી શી છાંયડીમાં ચાલ રે, રાજવણ રંગભીની !
સખિ ! ધીરે-ધીરે પગ ધાર રે, રાજવણ રંગભીની !
ઘડી ઘેરાતી આંખડી ઉઘાડ રે, રાજવણ રંગભીની !
નવા જગની આ વાટડી નિહાળ રે, રાજવણ રંગભીની !
હસે હૈયાનાં હેત જો ! હજાર રે, રાજવણ રંગભીની !

પ્રય જન પ્રેમભર્યા કરે સુખશીળો સત્કાર;
આતુર ઉર ઉછળી રહે

તને ઉંચો દેવા અધિકાર રે, રાજવણ રંગભીની !
સખિ ! ધીરે-ધીરે પગ ધાર રે, રાજવણ રંગભીની !
ઘડી ઘેરાતી આંખડી ઉઘાડ રે, રાજવણ રંગભીની !
નવા જગની આ વાટડી નિહાળ રે, રાજવણ રંગભીની !
હસે હૈયાનાં હેત જો ! હજાર રે, રાજવણ રંગભીની !

કોમળ કૈં કુસુમો ખરે, વિધિનું વરસે વ્હાલ;
અમીઝરણાં જગનાં ઝરે

એનો અંતરમાં ઝીલજે ઉછાળ રે, રાજવણ રંગભીની !
સખિ ! ધીરે-ધીરે પગ ધાર રે, રાજવણ રંગભીની !
ઘડી ઘેરાતી આંખડી ઉઘાડ રે, રાજવણ રંગભીની !
નવા જગની આ વાટડી નિહાળ રે, રાજવણ રંગભીની !
હસે હૈયાનાં હેત એ ! હજાર રે, રાજવણ રંગભીની !

પુણ્યભર્યાં પરિયાણ એ, સુરપુરનો સંચાર;
પ્રભુનો પન્થ પવિત્ર એ,

એનો ઉંચો આદેશ એ ઉદાર રે, રાજવણ રંગભીની !
સખિ ! ધીરે ધીરે પગ ધાર રે, રાજવણ રંગભીની !
ઘડી ઘેરાતી આંખડી ઉઘાડ રે, રાજવણ રંગભીની !
નવા જગની આ વાટડી નિહાળ રે, રાજવણ રંગભીની !
હસે હૈયાનાં હેત એ ! હજાર રે, રાજવણ રંગભીની !

દામોદર ખુશાલદાસ બોટાદકર

# કોયલડીને

કુંજનવનમાં ' કુંજે ' કોયલડી ! તારા તે સૂર કાંઈ કામણભર્યા:
ટહૂકે ટહૂકે ચિત્ત ચોર્યાં કોયલડી ! ટહુકે તારાં સૌ મનડાં હર્યા !
કુંજનવનમાં.

સુંદર સરોવર કાંઠે કોયલડી ! મીઠા આંબલિયા ફાલ્યા ફૂલે:
ઊંચી એ ડાળીએ બેસી કોયલડી ! વનના સમીરણે ટહૂકા પૂરે:
કુંજનવનમાં.

આંબાના મ્હોર શા મ્હેકે કોયલડી ! વનના વાયુમાં સુરભી ભરે !
ખાતાં ખાતાં મ્હોર મીઠું ગાજે કોયલડી ! મીઠા એ સુરના રેલા ઝરે.
કુંજનવનમાં.

નજરે નિહાળું ના મ્હેનાં કોયલડી ! તારા એ સુરનાદ ગગને ચ્હડે:
સમજાય નવ એ ગીતડાં કોયલડી ! જાણું શું બ્રહ્મલોક મંત્રોભણે:
કુંજનવનમાં.

ગાજે ગાજે કાંઈ ગીતો કોયલડી ! તારાં એ ગીત મારે હૈયે રમે:
કલ્લોલિની તું કાળી કોયલડી ! કુંજનપ્રિય તારાં મુજને ગમે !
કુંજનવનમાં.

જગુભાઈ મોહનલાલ રાવળ

## સહિયરને

હાવાં સખી હું નહીં બોલું રે, કદાપી નંદકુંવરની સંગે;
મુને શશિવદની કહીછેરે, ત્યારની દાઝ લાગી છે મારે અંગે. હાવાં.

ચંદ્રબિંબમાં લાંછન છે વળી, રાહુ ગળે ખટમાસેરે;
પક્ષે વધે ને પક્ષે ઘટે કળા, નિત્ય નિત્ય પૂરણ પ્રકાશે. હાવાં.

ને કરતાં ચંદ્રવદની કહી તો ઠર્યાં, હું ને ચંદ્ર એક રાશેરે;
ત્યારેમુજમુખપાખેએવડું શું અટક્યું,છેઓશેચંદ્રઆકાશે. હાવાં.

નહિ તો શિવને સમીપ રાખશે; ને ભાળે ચંદ્ર દેખાશેરે;
પ્રસન્ન થઇ પાસે રહેશે નહિ તો, કહેવાય નહી નિજ દાસે. હાવાં.

એવડો શ્રમ પણ શીદને કરે જુઓ, ચંદ્ર પોતાની પાસેરે;
વામ ચરણમા ઇંદુ અચળ છે, શીદ રેહે અન્યની આશે. હાવાં.

દયાનાપ્રીતમનેકહેસખીજુઓ, શશિમુખસરખૂંસુખપાસેરે;
કોટી પ્રકારે હું નહીં આવું, એવા પુરૂષની અડાસે. હાવાં.

દયારામ

# ઘેલી મુસાફર

એક હતી મુસાફર ઘેલીરે, સુણો સાહેલિયો,
તેની આગળ એક તપેલીરે, સુણો સાહેલિયો.

ગઇ રાતની રાખી એઠીરે, સુણો સાહેલિયો;
ઉઠી પરભાતે માંજવા બેઠીરે, સુણો સાહેલિયો.

ઘણી રીતે ઘશી ઘશી થાકીરે, સુણો સાહેલિયો;
બહુ ડાઘ રહ્યા તોય બાકીરે, સુણો સાહેલિયો.

પુરી રીસે તપેલી ઉપાડીરે, સુણો સાહેલિયો;
સામી ભીંતની સાથે પછાડીરે, સુણો સાહેલિયો.

લઇ પથરો તપેલીને કૂટીરે, સુણો સાહેલિયો;
પડયાં કાંકાં તપેલીતો ફૂટીરે, સુણો સાહેલિયો.

થયા બપોર ભુખ તો લાગીરે, સુણો સાહેલિયો;
પછી વાસણ માગવા લાગીરે, સુણો સાહેલિયો.

એને વાસણ આપે ન કોઇરે, સુણો સાહેલિયો;
પછી રાગ તાણી ઘણી રોઇરે, સુણો સાહેલિયો.

તોય થૈ ન તપેલી સાજીરે, સુણો સાહેલિયો;
હસે લોક ને તે મરે લાજીરે, સુણો સાહેલિયો.

જેથી સ્વારથ આપણો જરીયેરે, સુણો સાહેલિયો;
તેના ઉપર ક્રોધ ન કરીયેરે, સુણો સાહેલિયો.

લાત દૂઝતી ગાયની ખમીયેરે, શુણો સાહેલિયો;
તેને તજીએ નો દુધકયાં જમીયેરે, શુણો સાહેલિયો.

કોઈની સાથે તુંકારે લડીયેરે, શુણો સાહેલિયો;
એમાં આપણે હલકાં પડીયેરે શુણો સાહેલિયો.

સાંખી ચાલે તે માણસ મોટુંરે, શુણો સાહેલિયો;
હલે સાચું માનો નથી ખોટુંરે, શુણો સાહેલિયો.

દલપતરામ

## ઉષાને સ્વાગત

સરખી સમાણી આવો સાહેલી,
ફૂલભરી છાબ રૂડી લાવોઃ
સાહેલી ! નવલવર્ષનાં વધામણાં.

કુંકુમ કેસરકેરા સાથીયા પૂરાવો,
ચોકમહીં ફુલડાં વેરાવોઃ
સખીરી ! નવલવર્ષનાં વધામણાં.

આસોપાલવ કેરાં તોરણો બંધાવો,
આંગણીએ મંડપ રચાવોઃ
મધુરી ! નવલવર્ષનાં વધામણાં.

હાથ ધરી જુઓ બ્હેની ! ફૂલડાંની માળા,
હર્ષભર્યાં ઉષાદેવી આવે;
રસિલી ! નવલવર્ષનાં વધામણાં.

હસિતવદન ઉષા આજ મંડપે પધાર્યાં,
છાબભરી ફુલડે વધાવ્યાં;
ઉષાએ રૂડાં આંગણાં દીપાવિયાં.

ચુનીલાલ રેવાશંકર વ્યાસ

## રોકશો મા

રોકશો મા, કોઇ રોકશો મા
આજ વ્હાલાં, મને, કોઈ રોકશો મા.
આવ્યાં નિમન્ત્રણ દૂર દેશ જાઉં છું,
સ્વાર્થી ગણી મને નિન્દશો મા,
આજ વ્હાલાં મને કોઇ રોકશો મા.
ઉઘડતે કિરણે હું આપ ધામ આવી;
આથમતાં સંગ જાઉં શોધશો મા,
આજ વ્હાલાં મને કોઇ રોકશો મા.
સેવા કરી નથી આપની કશી મ્હેં.
મોંઘા આંસુ વ્હાલાં સારશો મા,
આજ વ્હાલાં મને કોઇ રોકશો મા.
જાણ્યે અજાણ્યે ઝેર જીભેથી નીસર્યું,
માની સુધા વ્હાલા, રૂઠશો મા,
આજ વ્હાલાં મને કોઇ રોકશો મા.
ભીની ભીની પાંપણે વિદાય આજ યાચું
કુણાં ઉર હું ગયે ભીંજવશો મા:
આજ વ્હાલાં મને કોઇ રોકશો મા.
વિશ્વમાંહી સર્વ કાજ એજ એક માર્ગ છે,
જાઉં છું વિદાય દ્યો વિસારશો મા;
આજ વ્હાલાં મને કોઇ રોકશો મા.

સ્નેહરશ્મિ

## માતૃગાન !

હૃદય હૃદયે રે, હૃદય હૃદયે, ધરી સ્વદેશ વ્હાલ;
ગાયા ઘડીક ગાન યશનાં સહુ આવજો રે લોલ !
ભવન ભવને રે, ભવન ભવને, ફાલ્યો સ્વરાજ. ફાલ;
રૂડા ફાલની પ્રસાદી જરીક લાવજો રે લોલ.

જે ભૂમિના તત્વથી, પોષાયા સહુ પ્રાણ:
જે ભૂમિના સત્વથી, પામ્યાં નવલાં જ્ઞાન.

વાવી સ્વમાનની વાડીઓ, હો સખિ શાણી !
ગુંજે સ્વતંત્રતાના નાદ, હો આવજો સખિ શાણી !

પ્રાણ પ્રાણે રે, પ્રાણ પ્રાણે, ભરી સ્વદેશ ભાવ;
સહુ માતૃગાન ગાવા ઘડીક આવજો રે લોલ.

જે ભૂમિના વસ્ત્રથી ઢંકાયે અમ અંગ:
જેના ઉપકારો અતુલ, અમપર થયા નિશંક.

કરવા ઉદ્ધાર એ ભૂમિનો, હો સાહેલી !
રચો ઘર ઘર સ્વરાજનો યજ્ઞ, હો શાણી સાહેલી !

ખંતે ખંતે રે, ખંતે ખંતે, ભરી ઝોળી રસાળ:
અમીલ યજ્ઞની પ્રસાદી બધે વ્હેંચજો રે લોલ.

ધર્મ, નીતિને ન્યાયની, આપી જગને શીખ:
તે ભૂમિનાં બાળકો, યાચે તેવી ભીખ.

એ સ્થિતિ ઉલટાવવા, હો સખિ શાણી !
લેવાને પ્રતિજ્ઞા આજ, હો આવજો સખિ શાણી !
મળી સંઘે રે, મળી સંઘે, અખિલ હિંદ બાળ !
ગાવા ઘડિક ગાન યશનાં, સહુ આવજો રે લોલ !
લેવા સ્વાતંત્ર્ય લ્હાવ ઘડિક ! આવજો રે લોલ !

સીતારામ જે. શર્મા

## પ્રેમીના વાટ-ઘાટ ન્યારા

પ્રેમીના વાટ-ઘાટ ન્યારા, સાહેલડી !
પ્રેમીના વાટ-ઘાટ ન્યારા.
પ્રીતમજી આંખોના તારા. સાહેલડી !
પ્રીતમજી આંખોના તારા. પ્રેમીના૦

ચંદ્રને વિલોકી હસે ચાતકી ચતુર જો,
નેણામાં નૂર કંઈક ન્યારાં, સાહેલડી !
નેણામાં નૂર કંઇક ન્યારાં. પ્રેમીના૦

આવી વર્ષાને રૂડો મેહુલો ગાજે,
ચપલા કરે ચમકારા, સાહેલડી !
ચપલા કરે ચમકારા. પ્રેમીના૦

સાગરને પન્થ જતી સુંદરી સરિત્ જો,
જપતી જો જાપ કંઇક માળા, સાહેલડી !
જપતી જો જાપ કંઇક માળા. પ્રેમીના૦

ટહૂકે વસન્ત કુંજ મીઠો એ મોરલો,
મયૂરીને બોલ એ રસાળા, સાહેલડી !
મયૂરીને બોલ એ રસાળા. પ્રેમીના૦

સ્નેહીના બોલ સખિ ! સ્નેહીઓ પીછાને,
વરસે ત્યાં વાદ્દલ કેરી ધારા, સાહેલડી !

વરસે ત્યાં વા'લ કેરી ધારા—
અલિ ! દુનિયાના લોક તો ઠગારા, સાહેલડી !
દુનિયાના લોક તો ઠગારા. પ્રેમીના૦

પ્રેમીના વાટ-ઘાટ ન્યારા, સાહેલડી !
પ્રેમીના વાટ-ઘાટ ન્યારા.
પ્રીતમજી આંખોના તારા, સાહેલડી !
પ્રીતમજી આંખોના તારા.

મણિશંકર અંબાશંકર વ્યાસ

## હિંદપર આશીર્વાદ

ઉતારોજી અમ દેશે ઇશ્વર આશીર્વાદ.
બાંધવ દેશે થયા જાગ્રત સૌ,
એક રહી અમદાદ !
ઉતારોજી અમ દેશે ઈશ્વર આશીર્વાદ.

શતકો વિત્યાં ભર નિદ્રામાં,
કીધો પૂર્ણ પ્રમાદ;
પૂર્વજની ઉજ્વલ કીર્તિની.
ન કરી સાચી યાદ !
ઉતારો........
જીવન વિગ્રહને નવ સમજ્યા,
કરતાં નિષ્ફલ વાદ;
આજ કરી કરુણા નવયુગનો
નવલ સુણાવો નાદ !
ઉતારો........

મણિશંકર રત્નજી ભટ્ટ

## શીયળ

સખિ ! સુણજો સુબોલ આ રસાળો,
 શિયળને સંભાળો, સંભાળો:

સખિ ! સતિઓનો શબ્દ રઢિયાળો,
 શીયળને સંભાળો, સંભાળો:

સખિ ! જીવનનો મન્ત્ર મરમાળો,
 શીયળને સંભાળો, સંભાળો:

આ રસતરસ્યાં બાલ ! રસની રીત ન ભૂલશો;
પ્રભુએ બાંધી પાળ રસ સાગરની પુણ્યથી.
સખિ ! પ્રભુતાના દૈવી નિયમ ભાળો,
 શીયળને સંભાળો, સંભાળો:

સખિ ! રસની પવિત્રતા નિહાળો,
 શીયળને સંભાળો, સંભાળો:

સખિ ! પ્રેમની અખંડ માઝા પાળો,
 શીયળને સંભાળો, સંભાળો:

વનમાં વરસે મેહ, ઘામ ધખે વૈશાખના:
નિત્ય વધારે નેહ સારસડાંની બેલડી.
સખિ ! આત્માનાં આંગણાં ય વાળો,
 શીયળને સંભાળો, સંભાળો:

સખિ ! દેહના કલંકી મોહ ટાળો,
શીયળને સંભાળો, સંભાળોઃ
સખિ ! સોહાગ સ્વામીનો રૂપાળો,
શીયળને સંભાળો, સંભાળોઃ
માંડી મનનો મ્હેલ, જીવનાં સિંહાસન કરી,
પધરાવી અલબેલ સ્વામીને સત્કારે જે.
સખિ ! કુલ કેરી કીર્તિને ઉજાળો,
શીયળને સંભાળો, સંભાળોઃ
સખિ ! સીતાને રામનાં છે બાળો,
શીયળને સંભાળો, સંભાળોઃ
સખિ ! સ્નેહસુધા પાઇ પી ઉછાળો,
શીયળને સંભાળો, સંભાળો.

ન્હાનાલાલ દલપતરામ કવિ

## વિવશ તું કાં બની સજની ?

સુખદ આ વસંતમાં ભુલિ ભાન, વિવશ તું કાં બની સજની ?
વિખરી તુજ વાળ રચ્યા ઠરિ ભાલ, વિવશ તું કાં બની સજની ?
લ્હેરંતી જ્યોત્સ્ના આકાશે, ચંદા સ્મિત નિજ તેથી પ્રકાશે,
હાલંતિ મલ્લિકા ચોપાસે, ઢગલીઓ સુગંધની સજની;
સુખદ આ વસંતમાં.

એથું બપૈયા બોલ ઉચ્ચારે, પિયુપિયુ કરી શા મધુર પુકારે;
કુહુ કુહુ સહુ કુંજાગારે, વાણી કોકિલા તણી સજની;
સુખદ આ વસંતમાં.

હસે ચંદ જો મધુરે હાસે, આ મુખચંદ મલિન કાં ભાસે ?
કરે ગાન પંખી ઉલ્લાસે, અબોલા તું કાં ગ્રહી સજની ? ?
સુખદ આ વસંતમાં.

ચાલ્યા કુંજ વિષે માલતી ખીલી, માળા ગૂંથીએ ઉઠય લ્હીલી;
ગિતડાં ગાઇ ગાઇ રસીલી ! સુખે ગાળીએ રજની સજની;
સુખદ આ વસંતમાં.

નરસિંહરાવ ભોળાનાથ દિવેટીયા

## ગુણીયલ સુન્દરી

ગુણીયલ સુન્દરી હો રાજ !
પિયુને તન,મન ચરણે અર્પે;
ગુણીયલ સુન્દરી હો રાજ !
સૂક્ષ્મ જુઓ સંબંધ એ, જલ જ્યમ મીન આધાર,
સુન્દરીનો પિયુ વિશ્વમાં, એકજ જીવન હાર;
ગુણીયલ સુન્દરી હો રાજ !
પિયુની મૂર્તિ હૃદે પધરાવે;
ગુણીયલ સુન્દરી હો રાજ !
કાળાં ઘેરાં વાદળે વીજલડી ચમકાર,
બ્રહ્માંડે આંજે અહા ! પિયુનો દિવ્ય પ્રકાશ;
ગુણીયલ સુન્દરી હો રાજ !
પિયુનાં સુખ દુ:ખમાં નિત સાથે;
ગુણીયલ સુન્દરી હો રાજ !
ચન્દ્ર હતાં કુમુદી તણાં નવલાં ધવલાં ભાગ્ય,
પિયુના પ્રિય આધિરાજથી અખંડ ત્યમ સૌભાગ્ય;
ગુણીયલ સુન્દરી હો રાજ !
પિયુને આત્મરસે ન્હવરાવે;
ગુણીયલ સુન્દરી હો રાજ !
પિયુને તન,મન ચરણે અર્પે;
ગુણીયલ સુન્દરી હો રાજ !

યશવંત સવાઈલાલ પંડ્યા

# નમો નેહે સાહેલી !

ગાંધીજીએ તપ માંડયાં, સાહેલી :
લુખ્ખાં ભોજનીયાં પછાડયાં સાહેલી :
દેશતણાં લોકને જગાડયાં સાહેલી :
નીચાં વળીને નમો નેહે, સાહેલી !

વસ્તીમાં વેર ઝેર વાધ્યાં સાહેલી :
હિંદુ મુસલમાન બાઝયાં સાહેલી :
ગાંધીજીનાં દિલ દાઝયાં સાહેલી :
નીચાં વળીને નમો નેહે, સાહેલી !

એકવીસ ઉપવાસ કીધા સાહેલી :
આતમના દોષ બાળી દીધાં સાહેલી :
કૈં કૈં એ સ્નેહવ્રત લીધાં સાહેલી :
નીચાં વળીને નમો નેહે, સાહેલી !

તપસ્યાનું તેજ દેશ પ્રસરો સાહેલી :
વસ્તી સા વેર—ઝેર વિસરો સાહેલી :
અમૃતના મેહ બધે વરસો સાહેલી :
નીચાં વળીને નમો નેહે, સાહેલી !

મુનીલાલ વર્ધમાન શાહ

## રસીલીચંદા

હસે ભૂમિ સખી તારીરે—રસીલી ચંદા૦

હસે ભૂમિ સખી તારી, રસે રંગે ખીલનારી;
વસે હર્ષ ઉર ભારીરે— રસીલી ચંદા૦

સખી પર પ્રીત કેવી, પ્રીત શીદ કળી લેવી,
નથી કાંઇ જેવી તેવીરે— રસીલી ચંદા૦

નમે દૂર વસનારી, નહિં અહિં ઠરનારી,
કિંતુ સખિ મળનારીરે— રસીલી ચંદા૦

કર ચંદા તું પ્રસારી, કરમાંહી ભીડનારી,
આલિંગે શું સ્નેહધારીરે— રસીલી ચંદા૦

દુઃખ સમે નવ ભાસે, અરિ તમિસ્રા વિનાશે,
સખી આનંદે પ્રકાશેરે— રસીલી ચંદા૦

મહાસુખ ચુનીલાલ

## મહિયારી

મહિયારી ! ક્યાં ચાલી ગોકુલ ગામની ?
  દોણીમાં તેં રાખ્યું શું સંતાડી જો !
તરસ મને લાગી છે અમૃત નામની;
મુજને શું ના દે તુજ મહી ચખાડી જો ?
  મહિયારી ! ક્યાં ચાલી ગોકુલ ગામની ?

ગમે મને તારાં હરિયાળાં ખેતરાં,
ને તુજ દુઝિયાં શિંગાં ઢોર ભડકતાં જો;
કાં ભડકે ?—જો આ ઝાડીનાં ઝાંખરાં,
આવ, પડી અહિં સુણિયે હૃદય ધડકતાં જો !
  મહિયારી ! ક્યાં ચાલી ગોકુલ ગામની ?

વાડતણે ખૂણે તુજ દોણી મૂકશું,
તુજ ઊંઢણ આ કમદીપર ટંગાશે જો;
ને આ લીલી ચાર ઉપર જરીં ઝૂકશું,
આત્મા ઊંડાં અમૃત ત્યાં પી પાશે જો:
  મહિયારી ! ક્યાં ચાલી ગોકુલ ગામની ?

અરદેશર ફરામજી ખબરદાર

## અસાડિલા રાજ

આવ્યા આવ્યા અસાડિલા રાજ,
હીંચે મ્હારાં હૈયાં, સખિ !
લાવ્યા એ તો સૌભાગ્યભર્યા સાજ,
હીંચે મ્હારાં હૈયાં ! સખિ !

પુણ્ય પવનની શાંતિ હીંચોળે,
ઝૂલે બ્રહ્માંડ એ હિન્ડોળ રે !
વીજળી ઝબૂકતાં અંજન અંજાય કંઈ,
ગાજે ઘેરૂં ઘન ઘોર;
હીંચે મ્હારાં હૈયાં ! સખિ !

સૂતા પડછન્દ જાગ્યા,
પુરાતન પ્રાણ જાગ્યા,
એકાકાર ઓઘ છળી વળ્યા જડપાજ;
હીંચે મ્હારાં હૈયાં, સખિ !

ઝબકી જાગ્યું મ્હારૂં જીવન ઘેરાતું,
ઉલટયાં રસાતળ ઉંડાં રે !
હેલે ચ્હડયો મ્હારા દિલનો મ્હેરામણ,
રેલે છલોછલ છોળ !
હીંચે મ્હારાં હૈયાં, સખિ !

ઘેલીતૂર ન્હાર હું તો,
ડોલાવી ડોલાઉ હું તો;
રસગુણથી રસે રસરાજ:
હીંચે મ્હારાં હૈયાં, સખિ !

હળવી હથેળિયે રસસાયર સમાવું,
રસગુણ ઝીલી ઝુલાવું રે !
નાચું નચાવું તેમ હળુ હળુ હેરે,
એકલી જાણી મને હસાવે:
હીંચે મ્હારાં હૈયાં, સખિ !

હસાવી હસુ ન હું તો,
ક્હોને બીજું શું કરૂં તો !
એની હરવી હારી ગઇ લાજ:
હીંચે મ્હારાં હૈયાં સખિ !

લલિત

# જોશીડાને

ક્યારે મળશે કહાન, જોશીડા, જોશી જુઓની.—ટેક.
સાત સોપારી ને પાનનું બીડું, જાઉં રે જોશીડાને ધામ; જોશીડા.
દુઃખે તારે હમે દુબળાંરે, જાણે પાકું પાન; જોશીડા.
દુખડું તો રે ડુંગર થઇ બેઠું, સુખડું સ્વર્ગ સમાન; જોશીડા.
શાંતિદાસનોસ્વામિરસિકશિરોમણિ, ગેરીરહ્યોસારુંગામ. જોશીડા.

શાંતિદાસ

## ફૂલડાં

રસિકજન ! ફૂલડાં લ્યો, ફૂલડાં લ્યો !
હું તો લાવી છું દેવવાડી વેડી:
રસિકજન ! ફૂલડાં લ્યો, ફૂલડાં લ્યો !

પરિમલ પમરે પ્રભુ પ્રસાદ કેરી:
દેવકીર્તિ સમી ઘેરી ઘેરી:
રસિકજન ! ફૂલડાં લ્યો, ફૂલડાં લ્યો !

તેજબાગ સમી દિવ્ય કાન્તિવાળાં:
સ્વર્ગ સુન્દરી શાં કોમળાં–રૂપાળાં:
રસિકજન ! ફૂલડાં લ્યો, ફૂલડાં લ્યો !

બાલહાસ્ય સમાં, અમૃતે સીંચેલાં:
યક્ષકન્યાની નયન કીકી જેવાં:
રસિકજન ! ફૂલડાં લ્યો, ફૂલડાં લ્યો !

સીતારામ જે. શર્મા

## વીર

મરચક સરોવરે પોયણી ખીલે રે લોલ,
ગૃહમાં ખીલે છે મ્હારો વીર જો;
ખમ્મા વીરાના લઉં મીઠડા રે લોલ.

ચંદ્રને સુરજ જગ આંખડી રે લોલ,
મહિયરની આંખ મ્હારો વીર જો;
ખમ્મા વીરાના લઉં મીઠડા રે લોલ.

જડને સંજીવની જગાડતી રે લોલ,
ચેતનની પાંખ મ્હારો વીર જો;
ખમ્મા વીરાના લઉં મીઠડા રે લોલ.

મેહુલો પીયૂષે ભૂમિ ભીંજવે રે લોલ,
ઘરમાં રસધાર મ્હારો વીર જો;
ખમ્મા વીરાના લઉં મીઠડા રે લોલ.

વાટિકા વિરાજે ફુલ ફોરમે રે લોલ,
ગૃહની સુવાસ મારો વીર જો,
ખમ્મા વીરાના લઉં મીઠડા રે લોલ.

માતાનો શ્વાસ, આશ કુળની રે લોલ,
મોભો, મીઠાશ, મ્હારો વીર જો;
ખમ્મા વીરાના લઉં મીઠડા રે લોલ.

ચંદ્રકાન્ત મંગળજી ઓઝા

# ગોપ ગુંથવાનો રાસડો

દિલમાં આનંદ તણી રેલ છલકી રહી રે બ્હેન !
સંગતમાં ગંમત શું મચી રે બ્હેન. દિલમાં ટેક

દિલડાંના દોર આજ ગુંથીએ રે બ્હેન,
મનડાંના મોંઘાં ખેલ ભણવા મહીં રે બ્હેન. સંગત.
સદ્‌ગુણો સુદૃઢ હાથમાં ધરી રે બ્હેન,
જીવનમાં રાખીએ જડેલ જીંદગી લગી રે બ્હેન. સંગત.
દોરે દોરે રંગ દીપલા રે બ્હેન,
સદ્‌ગુણે સુવાસ છકછોળ ભભકી રહી રે બ્હેન. સંગત.
એક ગુણમાં અનેક ગુંથીએ રે બ્હેન,
શીલમાં અનેક ગુણ મેળ રચના રચી રે બ્હેન. સંગત.
જ્ઞાન વીણ ગુણ શોભતા નથી રે બ્હેન,
ઝાડ વીણ ચીમળી વેલ ધરણી લચી રે બ્હેન. સંગત.
દેવી વિદ્યાનું વ્હાલ વ્હોરશુ રે બ્હેન,
ટાળશું અજ્ઞાનના મેલ મનથી મચી રે બ્હેન. સંગત.
દુર્ગુણ તમામ દૂર તો થશે રે બ્હેન,
જેમ દોર દોરનો ઉકેલ એકની પછી રે બ્હેન. સંગત.

સાખી: દોર ઉકલન ક્રમથી દુર્ગુણ પળતા દૂર,
સદ્‌ગુણ સંચય શીલમાં સહિયર સંગ જરૂર. દિલમાં.

વિઠ્ઠલરાય યજ્ઞેશ્વર આવસત્થી

## વ્હાલી બ્હેની !

વ્હાલી, વ્હાલી બ્હેની ! શીળો આવશેઃ
ધરતી ધગધગતીયે ટાઢી થશે, થશે,
ઉન્હાં, આગ્યભર્યાં કિરણોય જશે, જશે;
ધીમે ધીમે, બ્હેની ! છાંયો આવશે.
પ્રેમઝરણ જીવનવનમાં મ્હેસ મ્હાલતું,
મનુપંખી રંગીલું અમૃત ત્યાં પીતું,
તેજ તણી હેલીમાં રસભર રાચતું;
—સુખવાડી તુજ કાજે, બ્હેની ! એ ન શું ?
બ્હેની વ્હાલી, વ્હાલી ! ધીરજ ધારજે;
ઝેરભર્યાં વાયુ જગઝેર ચુશી જશે,
તાપે તપતી નિર્મળ સતી નકિ તું થશે,
' પ્રીતિ–શાન્તિ, ' બ્હેની મધુરી ! રાખજે.
ફુલલહરીમાં રમતી રમ્ય સુવાસિની,
મિઠડાં કોયલગાન અનુપમની ઝરી;
વ્હાલભર્યાં હૈડાંની કોમળ ગૂંથણી;
—લલિત ગઝા તુજ માટે, બ્હેની ! એ નહિ ?
વ્હાલી, વ્હાલી બ્હેની ! શીળો આવશે;
કાળજડાં કોરન્તી ચિન્તાઓ જળે,
દુઃખના ડુંગર ધીરજ દરિયામાં ઢળે;
' વ્હાલું–સ્હેલું ! '—બ્હેની છાંયો આવશે.

રામમોહનરાય જસવંતરાય

# માશી



મોંઘી મહિયરમાં મારે માવડી રે લોલ !
માથી અધિક એની બ્હેનરે;
માશીનાં માન મારે મનગમે રે લોલ !

જનનીથી ઝાઝી પ્રીત રાખતી રે લોલ !
માની ભૂલાવે એ તો પ્રીતરે;
માશીનાં માન મારે મનગમે રે લોલ !

માશા મારા છે મોટા દેવતા રે લોલ !
એના હૈયામાં વસે હેતરે;
માશીનાં માન મારે મનગમે રે લોલ !

એના દેવાંશી ડાહ્યા દીકરા રે લોલ !
તેની તનયા તો સગી બ્હેન જો;
માશીનાં માન મારે મન ગમે રે લોલ !

એનો સદ્‌ભાવ મને સાંભરે રે લોલ !
સાંભરે એના સદ્‌ગુણરે;
માશીનાં માન મારે મનગમે રે લોલ !

ચંદુલાલ પુરુષોત્તમ મ્હેતા

## સતિ

પ્રૅારે વસંત કેરી વાડીયે, ફૂલ ક્યારીરે,
સતિયોનાં પ્રૅારે એવાં શીલરે;
દેવો પૂજે જેના પુણ્યને રે લોલઃ
રસમૂર્ત્તિ સમી, દેવો પૂજે જેના શીલનેરે.

(સાખી) પાવન સતિનાં શીલ ને, પાવન સતિનાં નામ,
પાવન સતિનાં કામ ને, નમતું વિશ્વ તમામ,
જીવનની જ્યોતિ સમી, સકલ સ્નેહનો સાર;
દિવ્ય મૂર્ત્તિ દેવાંગના, સતિનો જય જયકાર.

સૌભાગ્ય નાથ કેરા, આત્મનો શુદ્ધ સાથીરે,
જગના ઉજાશ કેરી જ્યોતરેઃ
આત્માના રોગીની ઐાષધિ રે લોલ;
રસ બંશી સમી, માતૃભૂમિની એ દીકરીરે.

સીતારામ જે. શર્મા

## દિલરંગી દૂધ

દૂધની મટુકી ભરી વેચવાને ચાલીઓ,
ગોપિકા ઉલ્લાસમાં અપાર રે,
હો દૂધડાં દિલરંગી રે !

મહીયારી સ્નેહ ઘેલી: ગોપિકા ગોવાળણી,
સિંચતી શી સ્નેહ કેરી ધાર રે !
હો દૂધડાં દિલરંગી રે !

" દૂધડાં હો લ્યો રે કોઇ ! " સ્નેહ સૃષ્ટિ માનવી,
કોકિલા કૂજંત સ્નેહ–સૂર રે,
હો દૂધડાં દિલરંગી રે ।

દૂધ ન્હોય પ્રેમીનાં કૃપા પીયુશ પાન એ,
સ્નેહથી રસેલ જીવન–નૂર રે,
હો દૂધડાં દિલરંગી રે !

પ્રાણથીય પ્રિય સામ્ય શાંત મારી ગાવડી,
તેથી યે સુપ્રિય વત્સ બાલ રે,
હો દૂધડાં દિલરંગી રે !

વત્સ એ દિધેલ દૂધ ગોપિકાના વ્હાલમા !
પૂજ્ય પ્રેમી ! પાન લ્યો ! કૃપાલ રે !
હો દૂધડાં દિલરંગી રે !

પાન લ્યો ! પીયુશનાં, આ પ્રેમથી પ્રફુલ્લરાજ !
પ્રેરતાં એ ઘેન નેહી નેન રે,
હો ફૂલડાં દિલરંગી રે !

સ્નેહીના સૌભાગ્ય—ચંદ્ર ! રાસ રસિક રાજવી !
દીવલાં અમારી કામ ઘેન રે,
હો ફૂલડાં દિલરંગી રે !

સ્નેહ ફૂલની સુધા સ્રવંત પ્રાણ પાત્ર આ,
સ્નેહથી અખૂટ છે ભરેલ રે,
હો ફૂલડાં દિલરંગી રે !

સૌમ્ય ઓ સુહાગીરાજ ! આવી રસિક વ્હાલમા !
સ્નેહની કરેની રેલછેલ રે !
હો ફૂલડાં દિલરંગી રે !

વાસુદેવ રામચંદ્ર શેલત

## મેહમાનોને સંબોધન

મેહમાનો ! ઓ વ્હાલાં ! પુનઃ પધાર જો !
તમ ચરણે અમ સદન સદૈવ સુહાય જો !
કરજો માફ હજારો પામર પાપ, જે
દિનચર્યામાં પ્રભુ પાસે પણ થાય જો !
મેહમાનો ! ઓ વ્હાલાં પુનઃ પધાર જો !

ઉન્નત ગિરિ શૃંગોમાં વસનારાં તમેઃ
ઉતર્યાં રંક ઘરે, શો પૂણ્ય પ્રભાવ જો !
શુશ્રૂષા સારી ના અમને આવડીઃ
લેશ ન લીધો લલિત ઉરોનો લ્હાવ જો !
મેહમાનો ! ઓ વ્હાલાં પુનઃ પધાર જો !

મણિશંકર રત્નજી ભટ્ટ

# નવી ભાભી

આજ આંગણું ઉજળાય, ભાભી આવે છે;
શોભા જગની મોંઘમ છાંય, સાથે લાવે છે.

મન્દ મન્દ હસતી, મુખ નવ વદતી, લતા લચી લચી જાય રે.
મીઠી ભાભીના અન્તર ઉમળકા એવી નયન શરમાય,
ભાભી આવે છે. આજ૦

નિર્મળ સરિતડી ભાભી અમોલી વહેશે સાત્વિક ગાન રે:
સાગર સમો ભડ ભ્રાત રસીલો ઝીલી દેશે નહી તાન.
ભાભી આવે છે. આજ૦

વહાલી ભાભીની સોડેથી સરશે સરલાં સુન્દર ફુલ રે;
નિત નિત ખીલતાં વિધવિધ ઝુલતાં તેજવશે વીરકુળ.
ભાભી આવે છે. આજ૦

માડી જયાની દેવી ભાભલ, વીર જયમ વૈકુંઠનાથ રે;
મંગલ હૈયાંહીર અમલાં ગુંથાતાં ઝળકશે પુણ્ય પ્રકાશ,
ભાભી આવે છે. આજ૦

અનુપમ જોડલું પાશે પ્રભુતા, થાશે જગત રળીયાત રે:
કુંમકુંમ ચાંદલો મોંઘી ભાભીનો અક્ષર રહો જગતાત !
ભાભી આવે છે. આજ૦

વસન્તવિનોદી

## મ્હેમાનોને વિદાય

મોંઘા મૂલાં મ્હેમાનો અમારાં, કહો કેમ દઇએ વિદાયરે,
દર્શન દેજો ફરીરે.

વસમાં દુઃખ વિયોગના,
શુદ્ધ પ્રેમમય હૃદય ચિરાયરે, દર્શન.

ફુલ નહિ ફુલની પાંખડી,
અમ સ્વીકારશો આ વારરે. દર્શન.

સ્વાગતમાં કાંઇ ઉણપ હોય તો,
રાખજો દીલ દરિયાવરે. દર્શન.

અમ તમારાં સર્વ આપનું,
માની માણજો મોજ મનમાંયરે. દર્શન

નિશદિન જોઇશું વાટડી,
વ્હાલા આવજો સ્નેહિ સંગાથરે. દર્શન.

અજ્ઞાત

## ઓધવજી સંદેશો કહેજો શ્યામને

ઓધવજી સંદેશો કહેજો શ્યામને.
મારા સમ જો મૂકી મનનો મેલ જો:
કાનુડા કપટીરે આવડો કેમ થયો,
છળ કરીને છેતરિયે નહિ છેલ જો. ઓધવજી.

આટલા દિવસરે આવું નથ જાણતી,
વરથી ન જાણ્યા ધુતારાના ઢંગ જો:
પાણીડાં પીનેરે ઘર શું પૂછિયે,
બાળપણામાં કીધો એ શું સંગ જો. ઓધવજી.

અણતેડ્યાં જાતારે નંદને આંગણે,
વણ કરાવ્યાં કરતાં ઘરનાં કામ જો:
એને રે મિશે જઇ મળતાં માવને,
પલક પલકે કરતી હું પરણામ જો. ઓધવજી.

દીવડિયા મિશેરે દૂરથકી આવતિ,
વડા કરીને વળતી વારંવાર જો;
મોહનનાં મુખનાંરે લેતી મીઠડાં,
જશોદા મુજને કહેતાં નિર્લજ નાર જો. ઓધવજી.

માટીથી છાના રે મેવા લાવતાં.
વાટકડીમાં દોતાં ગૌરી ગાય જો;

દુધ ને દહિયેરે હરિને સિંચતાં,
મેં જાણ્યું જે જીવન મોટા થાય જો. ઓધવજી.
* * * * *

જમાડી જમતાંરે જીવન પ્રાણને,
પવન કરીને પોઢાડતી પર્યંક જો;
એવાંરે સુખડાં તો સુપને વહી ગયાં,
વેરી વિધાતાયે અવળા લખિયા અંક જો. ઓધવજી.

આભૂષણ ધરતાંરે હરિને અતી ઘણાં,
મોર મુગટ ને કુંડળ ઝળકે કાન જો;
રાજની રીતિએ મોહન માલતાં,
નિત્ય નિત્ય નિરખી જોતી નવલે વાન જો. ઓધવજી.

વાસીદું વાળતાં ધરતી માતનું,
રખે રજ ઉઠે રસિયાને અંગ જો;
આંખડલી આગળથી હરિ નવ મૂકતી,
શામાટે હરિ તજ્યો અમારો સંગ જો. ઓધવજી.

દુઃખડાંની વાતોરે ક્યાં જઈ દાખવું,
કહિયે છિયે પણ કશું ન માને કોયજો;
કુવાની છાંયડી તે કુવામાં સમે,
તસ્કરની મા કોઠીમાં પેશી રોય જો. ઓધવજી.

* * * * *

રઘુનાથ

## સ્ત્રીબોધ

મહિલા ! મહિતળ મહિમા સદ્વર્તનથી વધારજે રે,
ખ્યાતિ પ્રસારજે રે. મહિલા૦

વિશ્વ સકળનો તું છે પાયો,
જન્મ થતાં છે જીવન છાયો,
સ્નેહયુક્ત શિક્ષણથી હૃદય ખીલાવજે રે,
દુર્ગુણ દાબજે રે. મહિલા૦

કેળવણી—કુંચી કર લઇને,
હૃદયદ્વાર ઉઘાડી દઇને,
પુનિત પ્રેમથી આત્મપોત પ્રકાશજે રે,
સ્નેહ વધારજે રે. મહિલા૦

નિજ સંતતિ સંભાળી ભારી,
લાડ થકી શિક્ષા દેનારી;
સ્પર્શ મણિ થઇ બાળકમન દીપાવજે રે,
સદ્ગુણ આપજે રે. મહિલા૦

બાળક રોપા રૂપ ગણીને,
કેળવણી—વારિ સીંચીને,
દાતા, શુર કે ભક્ત, બાળ ખીલાવજે રે,
શુરત્વ વધારજે રે. મહિલા૦

કાળ બધો હુન્નરમાં વાળી,
ભરત શીવણ પ્રતિ નિત્યે ગાળી,
સુન્દર કાર્યે ચપળા વૃત્તિ ચલાવજે રે,
મન હર્ષાવજે રે. મહિલા•

કાર્ય કરંતાં દાસી થઇને,
મંત્રી સમ સુવિચારો દઇને,
ધર્મ કાર્યમાં ધૈર્ય સદા મન ધારજે રે,
દુઃખ વિદારજે રે. મહિલા૦

તુજ શિક્ષણથી દેશ સુધરશે,
બાળક રત્નસ્વરૂપ નીવડશે,
દેશોન્નતિનો મજબુત પાયો નાંખજે રે,
ભાવિ સુધારજે રે. મહિલા૦

---

• એક વૈષ્ણવ સ્નેહીએ આ કાવ્ય આપ્યું છે.

# પિયુપૂજન

ચાલો રમીએ સાહેલી ! રાસ રંગમાં રે લોલ,
કરી પ્રેમે પૂજન વિભુકંથનું રે લોલ;
ચાલો રમીએ—

ઝીલે ચન્દ્રિકા તેજ પ્રાણ ચન્દ્રનું રે લોલ,
ખીલે એવાં સૌભાગ્ય સતી નાથથી રે લોલ;
ચાલો રમીએ—

વેલી વૃક્ષે વીંટાય ચહે એકતા રે લોલ,
પ્રિયા આત્મે ગુંથાય પિયુ આત્મથી રે લોલ;
ચાલો રમીએ—

નહિ નાવિક નાવ ઝીલે ચડે રે લોલ,
પિયુ નાવિક એક નાવ સુન્દરી રે લોલ;
ચાલો રમીએ—

રૂડી સરિતા સાગરમહીં ઉછળે રે લોલ,
એવાં હૈયાનાં હેત ઢળે વ્હાલમે રે લોલ;
ચાલો રમીએ—

બ્હેની શાણી ! સર્વસ્વ પિયુ વિશ્વમાં રે લોલ,
સદા દેજો હો સેવ વિભુ ! કંથની રે લોલ;
ચાલો રમીએ—

યશવંત સવાઈલાલ પંડયા

# દિવ્યતાનાં દ્વાર

લ્યો, લ્યો, ખુલતાં આ દિવ્યતાનાં દ્વાર;
લ્યો, લ્યો, શાન્તિ સુધા પથરાય:
લ્યો, લ્યો, ખુલતાં આ દિવ્યતાનાં દ્વાર.

કોમલ પ્રકાશ ચુમ્યા આત્મના ઉઘાડમાં,
વિરામે ઉરના ઉચાટ:
લ્યો, લ્યો, ખુલતાં આ દિવ્યતાનાં દ્વાર.

ઉભું નીરવ હું અનન્તતાને કાંઠડે,
ઝીલંતી વત્સલ દીદાર:
લ્યો, લ્યો, ખુલતાં આ દિવ્યતાનાં દ્વાર.

ભક્તિભાવભીની મુજ દેહ કેરી દેહરી,
પ્રસરે તેજસી પ્રભાવ:
લ્યો, લ્યો, ખુલતાં આ દિવ્યતાનાં દ્વાર.

લ્યો, લ્યો, ખુલતાં આ દિવ્યતાનાં દ્વાર.
લ્યો, લ્યો, શાન્તિ સુધા પથરાય:
લ્યો, લ્યો, ખુલતાં આ દિવ્યતાનાં દ્વાર

સૌ. કનુબ્હેન દવે

## ગાજે મધરાત ડલી

મારા સૂના મંદિરીયા માંહ્ય,
ગાજે મધરાતડલી.
સખી એકલાં તે કેમ રહેવાય,
ગાજે મધરાતડલી. ટેક.
વાટડી જોતી હું જાગું વ્હાલમની,
હેરણાં હેરતી દ્વારે રે;
શીળા સમીર બહુ વાય સહુ દિશાના,
અંગેથી પામડી ઉતારે....ગાજે.
અરધો પરલોક સખી ઉગ્યો ચાંદલીયો,
વીંટયો વાદળીએ ટોળેરે;
નાહક આમતેમ ઘૂમે ને એની,
અમીરસ ઝાંખની શોળે ...ગાજે.
સોંપો પડયો સહુ ઉંઘે આનંદમાં,
નિદ્રા નહિ મુજ નેણે રે;
ઠરવાના ઠામ વિણ સુખ નવ સાંપડે,
હૈડામાં હાશ થાય શેણે ....ગાજે.
ભાંગી મધરાત સખી વાટડી જોતાં,
હમણાં ઉષા મલકાશેરે;
દર્શન વિના શું વેરણ આ રજની,
આમને આમ વહી જાશે ?....ગાજે.

ત્રિભુવન ગૌરીશંકર વ્યાસ

## પરવશતા

પાતળિયા મોહ થયો બહુ તમને, ઘટે તેથી માન ઘો છો વધુ
અમને પાતળિયા૦

મળ્યામનેસૂર્ય બીજાઆજગતના, જણાઉંછું તેથીશશીશી સુવદના
સહ્યા મ્હેં તો પાદ અંગુષ્ટ સુખદના. પાતળિયા૦

નારીસહુઘરની શોભાઅનવદ્ય, કહ્યાગરી મિષ્ટ વચનથી છે હૃદ્ય;
એનું રાજ્ય સ્નેહ નગરમાં છે સદ્ય. પાતળિયા૦

જુઓ પેલી પુષ્પવતી ને રૂપાળી વલ્લી, વાંકી શીળી અનેલટકાળી;
આમ્ર વિણ પણ અફલા એ નમાલી. પાતળિયા૦

ગુણો હોય પદ્મિનીનાં ભલે સારા, ભ્રમર વિણ થાય નિરર્થક ભારા;
નાદાર ઉદાર પતિ વિણ દારા. પાતળિયા૦

હૃદયમાં રાગના રંગ ભરાયા, નયનમાં પ્રેમના કાચ જડાયા;
તેથી મુજ સરખીમાં આપ ભમાયા. પાતળિયા૦

તમે મ્હારા જીવન, હું તમ દેહ; તમે ભલા ભવ્ય ગૃહસ્થ, હું ગેહ;
તમારી હું તડિત, તમે મ્હારા મેહ. પાતળિયા૦

આપણ બેની ધર્મ ને ભક્તિની જોડ, સદા નિજ કાર્ય કરીયે સજોડ;
તેથી પ્રભુ અવતરી પૂરશે કોડ. પાતળિયા૦

દોલતરામ કૃપારામ પંડ્યા

## ગરબે રમવાને ગોરી નિસર્યાં રે લોલ

ગરબે રમવાને ગોરી નિસર્યાં રે લોલ, ગરબી.
રાધિકા રંગીલી અભિરામા વ્રિજવાસણી રે લોલ;
તાળી દેતાં વાગે ઝાંઝર ઝુમખાં રે લોલ. રાધિકા રંગીલી૦

સંગે સાહેલી બિજી છે ઘણી રે લોલ,
તાળી દેતાં વાગે ઝાંઝર ઝુમખાં રે લોલ;
ગીડ ગીડ તાંમ, છુમ છુમ છુમ છુમ, વાગે ઘુઘરા રે લોલ.
તાળી દેતાં૦

લોલ કેહેતાં અરૂણ અધર ઓપતા રે લોલ,
લટકે નમી મેળવે સહુ માન, વૃજવાસણી રે લોલ;
તાળી દેતાં વાગે ઝાંઝર ઝુમખાં રે લોલ. ગીડ ગીડ તામ૦

ગરબો જોવાને ગિરિધર આવીયા રે લોલ,
દાસ દયો ગાઈ થયો નિહાલ વ્રીજવાસણી રે લોલ;
તાળી દેતાં વાગે ઝાંઝર ઝૂમખાં રે લોલ. ગીડ ગીડ તામ૦

શોભા બની એ વૃંદાવનમાં રે લોલ,
તાલ સ્વરે મળી કરે ગાન વ્રિજવાસણી રે લોલ;
તાળી દેતાં વાગે ઝાંઝર ઝૂમખાં રે લોલ. ગીડ ગીડ તામ૦

દયારામ

## હીંચકાની દોર

કોણે હીલોળી આ હીંચકાની દોર;
મારી કોણે હીંચોળી આ હીંચકાની દોર ?
નીરાંતે ઝૂલતી'તી એકલી આનંદમાં,
કોણ મારે મંદિરીયે પેઠો એ ચોર ?
મારી કોણે ...

ફંગોળો નાંખ્યો તે પૂગ્યો છે આભમાં,
દોર તૂટે એટલું કીધું છે જોર;
મારી કોણે....

હૈડું જો ધ્રબકે છે મારૂં સાહેલડી,
કંપે છે થર થર કાળજાની કોર;
મારી કોણે ...

બ્રહ્માંડ ડોલતું દેખું છું ફેરમાં,
ચસક્યું હા ! ચિત્તડું રહે નઠોર;
મારી કોણે...

શાણી સહીયર કોઇ હાથ ઝટ ઝાલજો,
હળવે ઉતારજો હીંચકાનો તોર;
મારી કોણે....

ત્રીભુવન ગૌરીશંકર વ્યાસ

## સ્નેહીનું સઘળું સોહામણું

સ્નેહીનું સઘળું સોહામણું, સ્નેહી કેરને,
સ્નેહીનું સઘળું સોહામણું. ટેક.

હૃદયના કંઈ કંઈ મળ હણનારું,
મનહર રીસામણું મનામણું. સ્નેહી કેરને૦

સ્નેહીવિણ દીસે જે દાવાનલ દારુણ,
સ્નેહીસંગે તે મધુરું તાપણું. સ્નેહી કેરને૦

પટકીય કરથી જેનું મૂલ્ય એક ઉપજે,
સ્નેહી હસ્તે મૂલ્ય તેનું સો ગણું. સ્નેહી કેરને૦

સ્નેહીના સ્નેહની થતી ન કદિ તુલના,
અવનિ ઉપર વિબુધસદન એ ગણું. સ્નેહી કેરને૦

સ્નેહી—કડવાશ મહિં અનેરી મીઠાશ છે,
સ્નેહી યુગલ જીવન હો ઘણું ઘણું. સ્નેહી કેરને૦

કૌશિકરામ વિઘ્નહરરામ મહેતા

## વ્હાલાની વેણુ

વ્હાલાની વેણુ વાગી વનમાં રે લોલ !
વેણુ વાગી ને જાગી જ્યોત જો :
વ્હાલાની વેણુ વાગી વનમાં રે લોલ.

તારલાના સંગમાં હું નાચતી રે લોલ,
ચંદ્રનો ત્યાં આવ્યો શો ઉદ્યોત જો !
વ્હાલાની વેણુ વાગી વનમાં રે લોલ.

રમતી કેવી હું બાળબાગમાં રે લોલ,
હતાં મ્હારાં દિવ્યમધુગાન જો :
વ્હાલાની વેણુ વાગી વનમાં રે લોલ.

નવલરસહિંડોળે હવે હિંચવા રે લોલ,
ક્યાંથી આ વેણુ પડી કાન જો ?
વ્હાલાની વેણુ વાગી વનમાં રે લોલ.

વ્હાલો નચાવે ઉર વેણુમાં રે લોલ,
સાથે નચાવે હીરાનેણ જો !
વ્હાલાની વેણુ વાગી વનમાં રે લોલ.

હૈયું ડોલાવે મ્હારૂં રાંકડું રે લોલ,
વ્હાલાની વેણુનાં મોહનવેણ જો :
વ્હાલાની વેણુ વાગી વનમાં રે લોલ

વેણુ વગાડે ધીરી વીરલી રે લોલ :
ધીરાને કરે વ્હીલી અધીર જો !
વ્હાલાની વેણુ વાગી વનમાં રે લોલ.

વેણુ ઝરે છે સુધાઝરણુમાં રે લોલ :
નયન મ્હારાં નીંતરે નેહનાં નીર જો !
વ્હાલાની વેણુ વાગી વનમાં રે લોલ.

વ્હાલા ! વગાડ વેણુ વ્હાલથી રે લોલ :
વેણુનો પ્રાણ બની ગાઉં જો !
વ્હાલાની વેણુ વાગી વનમાં રે લોલ.

અંતરનાં ગાન ઊંડાં ઝીલવા રે લોલ,
વ્હાલાની વેણુ ક્યારે થાઉં જો ?
વ્હાલાની વેણુ વાગી વનમાં રે લોલ !

અરદેશર ફરામજી ખબરદાર

## શરત્–કોકિલાનો ટહુકો !

ઝરે કંઠથી પીયુષ–ધાર, મીઠડી કોયલડી !
શો ભેર્યો તુજ ટહૂકાર ! રસીલી કોયલડી !
ગીતડું કોયલડી ! પ્રેમભીનું ત્હારૂં :
શુણતાં હૃદય દ્રવે મ્હારૂં–
ઉરવેલી કોયલડી !
ગાને ગુલમાન–મસ્તાન પ્રેમઘેલડી :
ઉરઝૂલે ઝુલતી નવેલી !
મનહરણી કોયલડી !
મનોહર રસભર દિવ્ય ત્હારૂં ઝૂલણું !
થડંક ઝુલે ઉર મ્હારૂં–
અમીઝરણી કોયલડી !
પડદે રહીને પ્રિયે ! ઝીલું તુજ ગીતડું ;
જીવન–તન–મન તું પર વારૂં–
મદભરી કોયલડી !
પ્રભુ–પ્રેમભીની રસ લ્હાવ કંઇ ઝીલાવજો !
નિત્ય દીન–આંગણું સુહાવજો !
અનિલિની કોયલડી !

મહારાજા શ્રી અનિલ.

## મ્હારો કંથ

મ્હારે કંથનાં મ્હોટા કોડ, રાજવી વીર !
શાણો સલુણો ને વીરો જોઇએ રાજવી વીર !
જલધિ શી આંખો ને કેસરીની કાંધ,
પ્રભાત શો રૂડો ને સંધ્યા શો શાન્ત,
જોઇએ મ્હારે કંથ, રાજવી વીર !
મ્હારા હૈયાનો મૌક્તિક હાર,
મ્હારા દેહનો પ્રેરક પ્રાણ;
જોઇએ મ્હારે કંથ, રાજવી વીર !
મ્હારા ગૌરવનો ધ્રુવ તાર,
મુજ આશાનો અજબ ઉજાશ;
જોઇએ મ્હારે કંથ, રાજવી વીર !
ઉર બંસીનો મોહનનાદ,
પ્રેમ પૂજાનો પ્રણવપાઠ;
જોઇએ મ્હારે કંથ, રાજવી વીર !
રસ પીયે ને રસ પાય;
મ્હારા જોબનનો સહકાર;
જોઇએ મ્હારે કંથ, રાજવી વીર !
ભોગ ભુલાવી ભાવ જગાવે,
આત્મદેહનાં ઐક્ય કરાવે;
જોઇએ મ્હારે કંથ, રાજવી વીર !

ન્હાનાલાલ ચમનલાલ મહેતા